૭૮૬

# મસનવી મવલાના રૂમ

## જીલ્દ પહેલી ભાગ પહેલો.


ગુજરાતી પદ્ય અને ટીકા લખનાર:—

**મુન્શી અમીરમીયાં હમ્દુમીયાં ફારૂકી.**

ગોળ લીંબડા અહમદાબાદ



ફારસી અને ઉર્દુ પદ્યને ગુજરાતીમાં લખી પ્રગટ કરનાર

**નિઝામુદ્દીન એ. કુરેશી.**

પાંચપટી—અહમદાબાદ.



પ્રથમ આવૃત્તિ — પ્રત ૧૦૦૦

સને ૧૩૫૯ હિજરી — સને ૧૯૪૦ ઈસ્વી





આ પુસ્તક પાંચપટી અહમદાબાદમાં આવેલા **ધી દીન ઈલેક્ટ્રીક પ્રીન્ટીંગ પ્રેસમાં** નિઝામુદ્દીન એ. કુરેશીએ છાપ્યું છે.

**કીંમત બે રૂપીઆ.**

# અર્પણ પત્રિકા.

હું

આ પુસ્તક

મારા અઝીઝ ઈલ્મ

દોસ્ત સ્નેહી અને ઈસ્લામી

સાહિત્ય પ્રત્યે ભારે ઉત્સાહ ધરાવનાર

**જનાબ શેઠ હાજી ઉમર એહમદ મેચીસવાલા**

સાહબને તેમના મારા તરફના ખાસ

ઈખ્લાસ અને પ્રેમની યાદમાં

અર્પણ કરતાં

અતી આનંદ

પામું

છું.

**નિઝામુદ્દીન કુરેશી**

## બે બોલ.

હઝરત મવલાના જલાલુદીન રૂમી રહે. ની મસનવી શરીફ માટે એટલુંજ કહેવું પુરતું છે કે ઈસ્લામી સાહિત્યમાં આનો દરજ્જો ઘણોજ બુલંદ છે. સુફીવાદમાં આજસુધી આવું પુસ્તક જગતે જોયું નથી. એક બુઝુર્ગે તો અહીં સુધી કહી દીધું કે મસનવી શરીફ ફારસી ભાષાનું કુરઆન છે અને વાંચનારને પણ ખરેખર એમજ સાબિત થાય છે.

મસનવીના ભાવાર્થને સમજવું અને સમજીને તેનો ગુજરાતી પદ્યમાં તરજુમો કે ટીકા લખવી એક કઠણ કામ છે પણ મારા મુરબ્બી મિત્ર જનાબ મુન્શી અમીરમીયાં હમ્દુમીયાં ફારૂકી સાહેબે આ કઠણ કામને આસાન બનાવી દીધું. મસનવી શરીફના પહેલા દફતરનો પદ્યમાં તરજુમો કરી નાંખ્યો અને કેટલાક ભાગની ટીકા પણ લખી નાંખી.

આ ગુજરાતી પદ્ય પ્રથમ મારા અઠવાડિક 'દીન' પત્રમાં કેટલાક સમય સુધી છપાતું રહ્યું. અને જ્યારે મેં 'નિઝામ' માસિક ચાલુ કર્યું ત્યારે તેમાં ફારસી ઉર્દુ બયતો સાથે તેને તેમાં સ્થાન આપ્યું જે વાંચકોને ભારે પસંદ પડયું પણ ઘણાં ભાઈઓને પાછલા અંકો ન મળી શકયા ત્યારે તેમણે આને પુસ્તક આકારે બહાર પાડવાની માંગણી કરી અને મેં પણ આ અમુલ્ય વાંચન પુસ્તક રૂપે જળવાઈ રહે એ હેતુને લક્ષમાં રાખી પહેલો ભાગ પ્રગટ કરી દીધો. જો મસનવી શરીફની પહેલી જીલ્દના આ પહેલા ભાગને ઉત્તેજન મળ્યું તો ટુંક વખતમાંજ એનો બીજો ભાગ પ્રગટ કરવાની આશા રાખું છું.

મનુષ્ય માત્ર ભુલને પાત્ર છે અને મારા અલ્પ જ્ઞાનના કારણે અનેક ભુલો રહી જવા પામી છે તો તે દરગુજર કરવાની હું વાંચક વર્ગને વિનંતી કરૂં છું.

**નિઝામુદ્દીન કુરેશી**

# સાંકળીયું.

# હ. મવલાના રૂમ (રહે.) નું જીવન ચરિત્ર

જગતમાં ફક્ર અને તસવ્વુફમાં પ્રખ્યાત થએલા અને મસનવીના કર્તા જેઓ મવલાના રૂમ (રેહ.) ના નામથી પ્રખ્યાત છે તેમનું મુળ નામ મોહંમદ, અને જલાલુદ્દીન ઉપનામ હતું તેઓ હઝરત અબુબક્ર સિદ્દીક (રહે) ના વંશમાં હતા.

હુસેન બલ્ખી જેઓ મવલાનાના દાદા હતા તે એવા પ્રખ્યાત સુફી હતા કે સુલતાન મોહંમદ ખારિઝમ શાહે પોતાની દીકરીનાં લગ્ન એમની સાથે કર્યા હતાં ને તેથી સુલતાન, મવલાનાનો વડવો થતો હતો.

મવલાનાના પિતા બહાઉદ્દીનના નામથી પ્રખ્યાત હતા, તેઓ મહા વિદ્વાન અને મુફતી હતા.

તેમને બયતુલ્લ માલમાંથી દૈનિક રકમ મળતી હતી. તે પર ગુજારો ચાલતો હતો. તે ખારિઝમ બાદશાહનો સમય હતો ને ઈમામ ફખરૂદ્દીન રાઝી પણ એ સમયમાંજ હતા. બાદશાહ બંનેને સમાન દ્રષ્ટિથી જોતો હતો. ઈમામ ફખરૂદ્દીન રાઝી અને શેખ બહાઉદ્દીનની માન્યતાઓ જુદી જુદી હોવાથી ઇમામ સાહેબ શેખ સાહેબથી કંઇક નારાજ રહેતા હતા. એક દીવસ શેખ સાહેબની વાઅઝમાં ઘણાં લોકોનો જમાવ જોઇ બાદશાહે ઇમામ સાહેબને કહ્યું કે—

"અજબ ભીડ છે!" ઇમામ સાહેબે કહ્યું કે "જો હમણાંથી એનો બંદોબસ્ત નહિં થાય તો, વખતના વહેવા સાથે મુશ્કેલી પડશે" તે ઉપરથી બાદશાહે ખજાનાની કુંચીઓ શેખ સાહેબને મોકલાવીને કહેવડાવ્યું, કે "બાદશાહીમાં ફકત આ કુંચીઓ હવે મારી પાસે રહી છે તે પણ આપને સોંપી દઉં છું" તે પરથી શેખ સાહેબે કહેરાવ્યું કે "જુમાને દિવસે વાઅઝ કરીને અહીંથી ચાલ્યો જઇશ" તે પ્રમાણે તેઓ જવા લાગ્યા એટલે તેઓની સાથે ખાસ ૩૦૦ બુઝુર્ગો પણ તૈયાર થયા. બાદશાહ હવે ઘણો પસ્તાવો ને આજીજી કરવા લાગ્યો પણ એમણે માન્યુ નહિ ને ચાલ્યા ગયા ને નેશાપુર પોહોંચ્યા. ત્યાં ખાજા ફરીદદીન અત્તાર (રહે૦) ની સાથે મુલાકાત થઇ. આ વખતે મવલાનાની ઉમર ૬ વરસની હતી. ફરીદુદી! અત્તાર સાહેબે પોતાનું રચેલું પુસ્તક અસરાર નામું એમને આપ્યું ને મવલાનાને જાળવવાને તેમની તરફથી ગફલત ન કરવા સુચના આપી. ને કહ્યું કે આ બાળક જગતમાં એક ધુમ મચાવી મુકશે.

અઢાર વર્ષની ઉમરે મવલાનાની શાદી થઇ ને હિજરી ૬૨૩ માં એમના મોટા દીકરા સુલતાન વલદનો જન્મ થયો. સુલતાન અલાઉદ્દીન કૈકુબાદના આમંત્રણથી મવલાનાં લારંદા છોડી કુનીઆ ગયા. બાદશાહને ખબર થઇ એટલે પોતાના અમીર ઉમરાવો સાથે સામે લેવા ગયો, તે શહેરના કોટની પાસ આવ્યા એટલે બાદશાહ ઘોડા પરથી ઉતરી પડયો ને એક ભવ્ય મકાનમાં ઉતારો આપ્યો. હિજરી ૬૨૮ માં મવલાનાના પિતા વફાત પામ્યા.

એવી રીતે મવલાના હિં. સ૦ ૬૦૪ માં બલ્ખમાં જન્મ્યા અને પ્રાથમિક કેળવણી પોતાનાં પિતા પાસેથી સંપાદન કરી. શેખ સાહેબના મુરીદોમાં સૈયદ બુર્હાનુદ્દીન મોહકિકક એક મહાન વિદ્વાન હતા. તેમની સેવામાં મવલાનાને તે પછી મુકયા. તેમણે મવલાનાના શિક્ષક ને રક્ષક તરીકે કામ કર્યું. પિતાની વફાત પછી વધારે વિદ્યા શીખવા માટે ૨૫ વરસની ઉમરે એશિઆઇ તુર્કસ્તાનમાં ગયા અને અલેપ્પો (હલબ) માં જઇ ત્યાંના હલાવીઆ મદ્રસાના બોર્ડિંગમાં મુકામ કર્યો.

એ મદ્રસા વિના અલેપ્પોના બીજા મદ્રસાઓમાં પણ મવલાનાએ કેળવણી લીધી અને ફિકાહ, હદીસ, તફસીર, વગેરેમાં પારંગત થયા પછી ૭ વરસ સુધી દમિશ્કમાં કેળવણી લીધી. એ વખતે એમની ઉમર ૪૦ વરસની હતી. મસનવી ઉપરથી જણાય છે કે એમણે અશાઇરાની વિદ્યામાં સંપુર્ણતા મેળવી હતી. પેગમ્બરોના કિસ્સાઓ જેવી રીતે સામાન્ય લોકોમાં પ્રચલિત હતા તેવાજ તેમણે પણ વર્ણવ્યા છે. મોઅતઝિલા સંપ્રદાય સામે એમને કંટાળો હતો.

સૈયદ બુર્હાનુદ્દીન પોતાના આ લાયક શિષ્યને મળવા લારંદામાં આવ્યા ને ૯ વરસ સુધી તરીકત ને સલુકની કેળવણી આપી. એમ કહેવાય છે કે એ વખતે મવલાના એમના મુરીદ પણ થયા.

શમ્સ તબ્રીજના પિતાનું નામ અલાઉદ્દીન હતું. શમ્સ તબ્રીજ સાહેબે તબ્રીજમાં કેળવણી લીધી પછી બાબા કમાલુદ્દીન નજદીના મુરીદ થયા. પણ પોતે પીરી મુરીદી કરતા ન હતા. વ્યાપરીને વેશે મુસાફરી કરતા હતા. ને જ્યાં જતા ત્યાં ધર્મશાળામાં મુકામ કરી કોટડીનું બારણું બંધ કરી મુરાકબા (એકાંત ભકિત) માં લાગી જતા, કદીક કદીક નાડાં ગુંથીને તેના વેચાણથી જે ઉપજે તે ઉપર આજીવિકા ચલાવતા, એક વખત દુઆ માંગી કે યા ખુદા કોઇ એવો માશુક મને મળે કે જે મારી સોબતમાં રહી શકે એટલે આપને ઇશારો થયો કે એશિઆઇ તુર્કસ્તાનમાં જાઓ. આજ્ઞાનુસાર પોતે કુનીઆ ગયા. રાત પડી ગઇ હતી તેથી ચોખાવાળાની સરામાં મુકામ કર્યો. મવલાનાને ખબર થઇ એટલે તેમની મુલાકાત માટે નોકળ્યા માર્ગમાં ભાવિક લોકો પગે પડતા હતા. હઝરત શમ્સ તબ્રીજે ઓળખી લીધા કે જેને હું ખોળતો હતો તેજ આ છે. પછી બંને બુઝુર્ગોની સારી રીતે મુલાકાત થઇ આ બનાવ હિજરી ૬૪૨ માં બન્યો, છ મહીના સુધી બન્ને બુઝુર્ગો સલાહુદ્દીન જરકુબ સોના ચાંદીના વરક બનાવનાર પનાગરના મકાનમાં રહયાં. એ મુદ્દતમાં ખાવું પીવું ત્યજી દીધું. સલાહુદ્દીન વિના બીજો કોઇ એ મકાનમાં જઇ શકતો ન હતો. આ પરિચયથી મવલાનાની હાલતમાં ફેરફાર થયો, પહેલાં ગાયન સાંભળતા ન હતા હવે ગાયન વિના ચેન પડતું ન હતું. હવે મવલાનાએ શીખવા શીખવવાનું છોડી દીધું ને શમ્સની સોબતમાં લીન રહેવા લાગ્યા. તેથી લોકોમાં ખળભળાટ થઇ ગયો અને લોકો કહેવા લાગ્યા કે એક ગાંડાએ મેલાના પર એવું જાદુ કર્યું છે કે કોઇ કામના રહેવા દીધા નથી. હઝરત શમ્સે ધાર્યું કે જો અહીં વધારે રહીશ તો નાહક ગડબડ થશે તેથી તેઓ ત્યાંથી દમિશ્ક જતા રહયા. આથી મવલાનાને બહુ શોક થયો ને એકાંત વાસી થઇ ગયા. કોઇની સાથે પણ સમાગમ રાખતા ન હતા કેટલાક સમય પછી શમ્સે મવલાનાને કાગળ લખ્યો તેથી મવલાનાને

પાછી સંભારણા થઇ, ને એવી એવી હૃદય દ્રાવક કવિતાઓ લખી કે જે લોકો શમ્સના વિરોધીઓ હતા તેમણે પણ આવીને મવલાનાની ક્ષમા માગી લીધી ને પછી એવું નક્કી થયું કે કેટલાક માણસોએ જઇને શમ્સને તેડી લાવવા સુલતાન વલદ ( મવલાનાના મોટા દીકરા ) એ કાફલો લઇને જાય. મવલાનાએ શમ્સને નામે એક કાગળ લખીને આપ્યો. તે લઇને શમ્સની સેવામાં હાજર થયા ને તેમને લઇને મવલાનાની પાસે ચાલ્યા. સૌ માણસો સવારીઓ પર હતા, પણ સુલતાન વલદ અદબના કારણે દમિશ્કથી કુનીઆ સુધી શમ્સની રકાબ ઝાલીને ચાલતા આવ્યા. મવલાનાને ખબર પડી તો બધા મુરીદો અને સેવકોને લઇને સામે લેવા આવ્યા ને ઘણા સમય સુધી બન્ને સારી રીતે રહ્યા.

વળી ફરી પણ ગડબડ થઇ, તેથી શમ્સ તબ્રીજ કુનીઆથી એકાએક અલોપ થઇ ગયા ને ઘણી ખોળ કરી પણ પત્તો લાગ્યો નહિ

મસનવીમાં જણાવ્યું છે કે શમ્સ જ્યારે પહેલી વખત દમીશ્ક જતા રહ્યા ત્યારે મવલાના પોતે દમિશ્ક જઇ તેમને કુનીઆમાં બોલાવી લાવ્યા હતા.

હિજરી ૬૪૪ ૬૪૫ માં શમ્સ તબ્રીજ અલોપ થયા. કેટલાક કહે છે કે મવલાનાના દીકરા અલાઉદ્દીન મોહંમદે તેમને શહીદ કરી નાખ્યા.

શમ્સના વિયોગથી ઘણા સમય સુધી મવલાના શોકાતુર રહ્યા. એક દિવસ ગભરાએલી હાલતમાં ઘેરથી નીકળ્યા રસ્તામાં સલાહુદ્દીન જરકુબની દુકાન હતી. તે ચાંદીને ટીપીને વરક બનાવતા હતા હથોડાના નિયમિત ટંકારથી મવલાના ઉપર ગાયનની અસર થઇ. ને ત્યાંજ હાલ ચડ્યો. સલાહુદ્દીન હથોડાના ટંકાર બંધ કર્યો નહિ, ને ઘણીક ચાંદી ટીપીને ખરાબ કરી નાખી છેવટે સલાહુદ્દીન બહાર આવ્યા ને મવલાના તેમને બાઝી પડ્યા ને બપોરથી અસર સુધી આ દોહરો બોલતા રહ્યા.

યકે ગંજે પદીદ આમદ, અઝીં દુકાને જરકુબી.
ઝહે સુરત, ઝહે મઅની, ઝહે ખુબી, ઝહે ખુબી.

શેખે પોતેની દુકાન લુંટાવી દીધી, ને મવલાનાની સાથે ચાલી નીકળ્યા. તેઓ બન્ને એકજ ઉસ્તાદના શાગિર્દ હોવાથી અને મવલાનાના પિતાના શિષ્યના શિષ્ય હોવાથી મવલાનાને એમની સંગતથી સંતોષ થયો અને ૯ વરસ સુધી સારી મિત્રાચારી રહી. મૌલાનાએ એ મિત્રાચારી દ્રઢ કરનારા ઉદ્દેશથી સલાહુદ્દીનની દીકરી સાથે પોતાના દીકરા સુલતાન વલદનાં લગ્ન કર્યાં. સલાહુદ્દીન હિ. ૬૬૪ માં ગુજરી ગય. મવલાનાની મસનવીમાં એમને એવી રીતે સંબોધ્યા છે જેવી રીતે એક મુરીદ પોતાના પીરને સંબોધે છે લોકોને આ વાત પણ પસંદ ન પડી ને ગડબડ મચાવી પણ છેવટે કાંઇ વળ્યું નહિં.

સલાહુદ્દીનની વફાત પછી પોતાના ખાસ ભાવિકોમાં એક હિસામુદ્દીન ચલપીની સોબત સ્વીકારી, અને જીવન પર્યંત એમની સાથે સંબંધ જારી રાખ્યો.

મસનવીમાં મવલાના એમનું વર્ણન પણ એક મુરીદ પોતાના પીરનું વર્ણન કરે તેવી રીતે માન પુર્વક કરે છે. હિસામુદ્દીન પણ મવલાનાની એટલી અદબ કરતા હતા કે ૧૦ વરસની તેમની સોબત દરમ્યાન કદી પણ મવલાનાના વજુ ખાનામાં વજુ કર્યું નહિ. ગમે તેવી ટાઢ કે તાપ હોય પણ પોતાના ઘેર જઇને વજુ કરી આવતા હતા.

કેટલાક દિવસ પછી મવલાનાની તબીઅત બગડી. પ્રખ્યાત હકીમોના ઇલાજ કર્યાં પણ ફાયદો થયો નહિ. શહેરના લોકોને ખબર પડી એટલે ટોળેટોળાં જોવા માટે આવવા લાગ્યા. તેમાં મોટા મોટા બુઝુર્ગ પણ હતા, એક માણસે પુછ્યું કે આપની પાછળ ગાદીએ કોણ બેસશે ?

જોકે પોતાના દીકરા સુલતાન વલદ બધી રીતે લાયક હતા છતાં પોતે હિસામુદ્દીન ચલપીનું નામ દીધું. લોકોએ વારંવાર એમના દીકરા માટે પુછયું પણ કાંઇ જવાબ આપ્યો નહિ. છેવટે ચોથી વખત પુછવાથી જવાબ આપ્યો કે તે પહેલવાન છે તેને વસીયતની જરૂર નથી.

મવલાનાને માથે ૫૦ દીનારનું દેવું હતું તે લેણદારે માફ કર્યું. હિસામુદ્દીન ચલપીને પુછયું કે આપના જનાજાની નમાઝ કોણ પઢાવે ? ત્યારે આપે મવલાના સદરૂદ્દીનનું નામ દીધું. એવી રીતે વસીઅતો કરીને હિ. ૬૭૧ ના જમાદીઉલ આખિરની ૫ મી તારીખ ને રવીવારને દિવસે આ જહાને ફાનીનો ત્યાગ કર્યો.

રાત્રે કફન દફનની તઇયારી કરીને સવારે જનાજો ઉપાડયો. નાના મોટા ગરીબ અમીર, વિદ્વાન ને અભણ સૌ શામીલ હતા અને ચીસો પાડીને રડતા હતા. હજારો માણસોએ પોતાના લુગડાં ફાડી નાંખ્યા. ખ્રિસ્તીઓ અને યહુદીઓ પણ જનાજાની આગળ ઇંજીલ ને તવરેત પઢતા હતા અને રડતા રડતા સાથે ચાલતા હતા. શાહ પોતે પણ જનાજાની સાથે હતો તેણે એ લોકોને પુછયું કે તમારે ને મવલાનાને શો સંબંધ હતો ? તેમણે કહયું કે એ તમારો મોહંમદ [સ. અ] હતો તો અમારો ઇસા (અ. સ) ને મુસા (અ. સ.) હતો જે પેટીમાં જનાજો મુકવામાં આવ્યો હતો તેને રસ્તામાં કેટલી વખત બદલવી પડી, ને તેના પાટીઆં છુટાં પાડી પ્રસાદનો પેઠે વહેંચી આપવામાં આવ્યા. સંધ્યા કાળે જનાજો કબ્રસ્તાનમાં પહોંચ્યો. શેખ સદરૂદ્દીન નમાજ પઢાવવા ઉભા થયા પણ ચીસ પાડીને બેશુધ્ધ થઇ ગયા તેથી કાજી સિરાજુદ્દીને નમાજ પઢાવી ૪૦ દિવસ સુધી લોકો કબરની જીયારત માટે આવતા રહયા.

મવલાનાને બે દીકરા હતા, અલાઉદ્દીન મોહંમદ ને સુલતાન વલદ. અલાઉદ્દીન મોહંમદ એટલા માટે પ્રખ્યાત છે કે તેણે હઝરત શમ્સ તબ્રેજને શહીદ કર્યા હતા. સુલતાન વલદ એક સપુત પુત્ર હતા. બાપની ખ્યાતિની આગળ જો કે તેમની ખ્યાતિ થઇ નહિ, પણ પુરે પુરા વિદ્વાન હતા. મવલાનાની વસીઅત પ્રમાણે અને આ નેક પુત્રના આગ્રહથી હિસામુદ્દીન ચલપી ગાદીએ બેઠા ને હિ. ૬૮૪ માં વફાત પામ્યા. તેથી સર્વની સંમતિથી સુલતાન વલદ ગાદીએ બેઠા. એમણે એક મસનવી લખી છે. જે પોતાના પિતાનું જાણે જીવન ચરિત્ર છે. એ હી. ૭૧૨ માં ૯૦ વરસની ઉમરે ગુજરી ગયા એમને ૪ દીકરા હતા.

ઇબ્ને બતુતાએ પોતાના સફર નામામાં લખ્યું છે કે મવલાનાના અનુયાયીઓ જલાલીઆ કહેવાય છે પણ આજે લઘુ એશિઆ, શામ, મિસર ને ઇસ્તંબોલમાં એ સંપ્રદાયના લોકોને મવલવીઆ કહે છે.

એ લોકો ઉનની ટોપી પહેરે છે જેમાં સાંધો કે જોડ હોતો નથી. મશાઇખો એ ટોપી પર અમામો પણ બાંધે છે એ લોકો જિક્ર કરતી વખતે કુંડાળું વળીને બેસે છે. તેમાંથી એક માણસ ઉભો થયો ને એક હાથ છાતી ઉપર મુકી બીજો લાંબો કરી નૃત્ય કરે છે, ને પોતાની જગાએથી ખસતો નથી, પણ ત્યાંજ ચક્કર ફરે છે, ગાનની વખતે વાંસળી કે દફ વગાડે છે.

જ્યારે આ સંપ્રદાયમાં કોઇ માણસ દાખલ થવાનું ઇચ્છે છે તો તેને ૪૦ દિવસ સુધી પશુરક્ષા કરવી પડે છે, ૪૦ દિવસ ફકીરોને દ્વારે પુંજો કાઢવો પડે છે ૪૦ દિવસ પાણી ભરવું પડે છે, ૪૦ દિવસ પાથરણાં પાથરવાં પડે છે, ૪૦ દિવસ બળતણ લાવવું પડે છે, ૪૦ દિવસ રાંધવાનુ કામ કરવું પડે છે, ૪૦ દિવસ બજારથી વસ્તુઓ ખરીદી લાવવી પડે છે, ૪૦ દિવસ ફકીરોની મંડળીની સેવા ચાકરી કરવી પડે છે. ને ૪૦ દિવસ દારોગા પણું કરવું પડે છે. જ્યારે આ મુદ્દત વીતી જાય ત્યારે તેને સ્નાન કરાવે છે ને બધી અગ્રાહ્ય વસ્તુઓથી તોબા કરાવે છે, ને પછી પોતાના ટોળામાં દાખલ કરે છે, પછી ખાનકાહની તરફથી નામો આપવામાં આવે છે ને ઇસ્મે જલાલી શીખવવામાં આવે છે.

મવલાનાને કેદી કોઈએ રાત્રે સુવાના લુગડાં પહેરીને સુતેલા જોયા નથી. પાથરણું કે ઓશીકું રાખતા ન હતા. જ્યારે ઉંઘ આવે ત્યારે બેઠા બેઠા ઉંઘી જતા હતા. નમાજનો વખત થતો એટલે તરત કિબ્લાની તરફ મોં ફેરવી દેતા હતા. ચહેરાનો રંગ બદલાઈ જતો હતો ને ખરી લીનતાથી નમાજ પઢતા હતા પોતાના પિતાની સાથે એક હજ કરી આવ્યા હતા. બીજી વખત હજ કરી હોય એમ જણાતું નથી.

અમીર ઉમરાવો ને બાદશાહોની તરફથી રોકડ આવતી તો રાખતા ન હતા. સલાહુદ્દીન જરકુબ કે હિસામુદ્દીન ચલપીને મોકલી આપતા હતા. કદીક પોતાના દીકરાઓના આગ્રહથી ઘરમાં તંગી હોય તો રાખી લેતા હતા મોંમાં હમેશા હરડે રાખતા હતા ઘરમાં કાંઈ પણ ન હોય તો બહુ રાજી થતા હતા, ને કહેતા હતા કે આજે આપણા ઘરમાં દરવેશીની ગંધ આવે છે. જબરા ખેરાત કરનારા હતા. પહેરેલાં લુગડાં પણ આપી દેતા હતા. તેટલા માટે કુરતો આગળથી ખુલ્લો રાખતા હતા કે ઉતારતાં વાર લાગે નહિ. ભરણ પોષણ માટે અવકાફમાંથી માસિક ૧૫ દીનાર મળતા હતા ને તેના બદલામાં ફતવા લખવાનું કામ કરતા હતા. કે મફતનો પગાર કહેવાય નહિ.

મવલાનાએ ફીહે માફીહે દીવાન અને મસનવી એ ત્રણ પુસ્તકો રચ્યાં છે. પહેલાં પુસ્તકમાં એમણે જે કાગળો મુઈનુદ્દીન પરવાનાને લખ્યા હતા તે છે એ પુસ્તક હવે મળતું નથી. એમાં ત્રણ હજાર લીટીઓ હતી.

દીવાનમાં પચાસ હજાર દોહરા છે અને તે શમ્સ તબ્રીજના દીવાનના નામથી પ્રખ્યાત છે. પણ એ મોટી ભુલ છે. એ દીવાન મવલાનાએ શમ્સ તબ્રીજના નામથી લખ્યું છે ને તેની ઘણીક સાબીતીઓ છે.

મસનવીએ મવલાનાનું નામ જગતમાં અમર કર્યું છે. અને એમની બીજી કૃતિને પ્રખ્યાત થવા દીધી નથી. એમાં લગભગ છવીસ હજાર દોહરા છે.

એમ માનવામાં આવે છે કે મવલાનાએ મસનવીનું છઠ્ઠું પુસ્તક મંદવાડના કારણથી અપુર્ણ રહેવા દીધું અને ફરમાવ્યું હતું કે એ કામ કોઈ બીજો માણસ કરશે. પણ એ માન્યતા ખોટી છે સત્ય હકીકત એ છે કે મવલાનાએ તંદુરસ્ત થયા પછી મસનવીનું કામ જારી કર્યું ને છઠ્ઠું પુસ્તક પુરું કરી સાતમા પુસ્તકનો આરંભ આ રીતે કર્યો છે.

અય ઝીયાઉલ હક હિસામુદ્દીં સઈદ          દવલતત પાયંદા ઉમ્રત બર મઝીદ

ફારસી કવિતાનો આરંભ બાદશાહોની સ્તુતિ ને તેમને રાજી કરવાના ઉદ્દેશથી થયો છે. ને તેથી પ્રથમ કસીદા લખવાનો રિવાજ પડ્યો. કેમકે અરબીમાં ઘણા સમયથી કસીદાનો દસ્તુર પડી ગયો હતો તેથી ગઝલ પણ કસીદાની સાથેજ શરૂ થઈ. તે પછી સુલતાન મેહમુદ ગઝનવી વીગેરે બાદશાહોને વિચાર થયો કે અમારા બાપ દાદાઓના વર્ણન કવિતામાં થાય તો સારૂં કે લોકોને મોઢે રહી જાય, તે ઉપરથી મસનવીનો પાયો નંખાવ્યો અને એમાં ફીરદોસીએ પ્રખ્યાતિ મેળવી પણ એ મસનવીમાં ફકત વર્ણન રૂપ કવિતા હતી. તસવ્વુફનું નામ પણ ન હતું પ્રથમ અબુલ સઈદ અબુલ ખેરે ચોપાઈમાં તસવ્વુફનું વર્ણન કર્યું અને ફારસી કવીતાઓમાં મસ્તીનો પ્રવેશ કર્યો પછી હકીમ સનાઈએ હકીકા નામે પુસ્તક રચ્યું જે તસવ્વુફનું પહેલું પુસ્તક છે. પછી ખાજા ફરીદુદ્દીન અત્તાર સાહેબે ઘણીક મસનવીઓ તસવ્વુફના વિષય પર લખી જેમાં 'મન્તકુત્તયર' પ્રખ્યાતિ પામી. પાછળ લખ્યા પ્રમાણે મવલાના જ્યારે પોતાના પિતાની સાથે અત્તાર સાહેબને મળ્યા ત્યારે અત્તાર સાહેબે પોતાનું પુસ્તક અસરાર નામું મવલાનાના પિતાને ભેટ આપી ભલામણ કરી હતી કે આપ આ બાળકને જાળવજો એ જગતમાં ઉથલ પાથલ કરી નાખશે.

હિસામુદ્દીન ચલપીએ એક દિવસ મવલાનાને કહ્યું કે મન્તકુત્તયર જેવી એક મસનવી આપ

લખ્યો. મવલાનાએ ફરમાવ્યું કે મને પણ રાત્રે એજ વિચાર આવ્યો હતો. અને તેજ વખતે

'બિશ્નવ અઝ નય ચું' હિકાયત મી કુનદ'

વગેરે કેટલીક કવિતા રચી. ઈરાનમાં શાહનામું, ગુલિસ્તાં, મસનવી, ને દીવાને હાફિઝે ખ્યાતિ મેળવી છે. પણ એ ચારેમાં સૌથી વધારે ખ્યાતિ મસનવીએ મેળવી છે. તેનો પુરાવો એટલા ઉપર થી મળશે કે એના ઉપર જેટલી ટીકા, ભાષ્ય ને ખુલાસા લખાયા છે તેટલા કોઈ પુસ્તક પર લખાયા નથી.

સુફીઓની ભાષામાં આરિફ (બ્રહ્મજ્ઞાની) ને વાંસળીની ઉપમા આપવામાં આવે છે, ને તેથી મવલાનાએ પોતાની મસનવીનો આરંભ વાંસળી બોલે છે એમ કહીને કર્યો છે.

મસનવીમાં જે ખાસ વિશેષતા છે તે બધી આ ઠેકાણે લખવાની જરૂર જણાતી નથી. પ્રસંગોપાત જ્યારે જરૂર જણાશે ત્યાં એનું વર્ણન કરવામાં આવશે.

---



# મસનવી મવલાના રૂમ (રહે૦)

## ( ફારસી, ઉરદુ અને ગુજરાતી )

### —:- ઉપોદ્ધાત -:—

( ૧ )

બિશનવઝ નય ચું હિકાયત મી કુનદ, વઝ જુદાઇહા શિકાયત મી કુનદ.
સુનતો ક્યા કહતી હે બાતેં બંસરી, બસ શિકાયત કર રહી હે હિજ્ર કી.
સાંભળો તો કહે છે શું આ વાંસળી, તે જુદાઇની કરે ફરીઆદ શી.?

( ૨ )

કઝ નયસ્તાં તા મરા બુબરીદા અન્દ, અઝ નફીરમ મર્દો ઝન નાલીદા અન્દ.
જબસે કાટા હય નયસ્તાંસે મુઝે, મર્દો ઝન રોતે હેં મેરે શોરસે.
જ્યારથી જંગલથી કાપી છે મને, મારા રૂદનથી દરેક માણસ રડે.

( ૩ )

સીના ખ્વાહમ શુરહા શુરહા અઝ ફિરાક, તા બ ગોયમ શરહે દર્દે ઇશ્તિયાક.
પારા પારા કરદે સીના જબ ફિરાક, તબ કહીં હો શરહ દર્દે ઇશ્તિયાક.
કટકા છાતીના વિયોગે મુજ કર્યો, કે કહું હું દર્દની વીતક સદા.

( ૪ )

હર કસે કુ દુર માંદ અઝ અસલે ખીશ, બાઝ જુયદ રોઝગારે વસ્લે ખીશ.
જો રહા હો અસ્લસે જો અપની દુર, અપના અહદે વસ્લ ઢુંઢેગા ઝુરૂર.
જે રહ્યો છે દુર નિજના મુળથી, શોધે છે સંયોગ નિત્યે તે મથી.

( ૫ )

મન બહર જમીઅતે નાલાં શુદમ, જુફ્તે ખુશ હાલાં વ બદ હાલાં શુદમ.
મેં હરેક મજલિસમેં ફરીયાદી હુઇ, ગમઝદોં ઓર ખુશ દિલોંકે સુંહ લગી.
હું દરેક મંડળીમાં જઇ રડતી રહી, સારા નરસાને સદા મળતી રહી,

( ૬ )

હર કસે અઝ ઝન્ને ખુદ શુદ યારેમન, વઝ દુરૂને મન નજુસ્ત અસરારે મન.
સબને યારી મુઝસે કી હરમે ગુમાં, પર ન ઢુંઢે મુઝમેં અસરારે નિહાં.
મિત્ર મારો જો કે હર કોઈ થયો, મર્મ મારો કોએ શોધ્યો નવ ખરો.

( ૭ )

સિર્રે મન અઝ નાલએ મન દૂર નીસ્ત, લેક ચશ્મો ગોશરા આં નુર નીસ્ત,
દુર નાલેસે નહીં રાઝે નિહાં, નુર ચશ્મો ગોશમેં લેકિન કહાં.
ભેદ મારો કયારે મુજ રૂદનથી દુર, કાનને ચક્ષુો કયથી પણ એ નુર.

( ૮ )

તન ઝ જાનો જાં ઝે તન મસ્તુર નીસ્ત, લેક કસરા દીદેજાં દસ્તુર નીસ્ત.
જાંસે તન ઓર તનસે જાં કબ હૈ નિહાં, પર નહીં કરતા. કોઇ દીદારે જાં.
ગુપ્ત તનથી જીવ, જીવથી તન નથી, જીવના દર્શન ન પામ્યું કો કદી.

( ૯ )

આતિશસ્ત ઇ બાંગે નાયો નીસ્ત બાદ, હરકે ઇ આતિશ ન દારદ નીસ્ત બાદ.
આગ હૈ આવાઝે નય કબ હૈ હવા, આગ યે જીસમેં ન હો વો ફના.
આગ મોરલી નાદ છે નવ તે હવા, આગ આ જેના ન હો, થાઓ ફના.

( ૧૦ )

આતિશે ઇશ્કસ્ત કન્દર નય ફતાદ, જોશિશે ઇશ્કસ્ત કન્દર મય ફતાદ.
ઇશ્કહી કી આગ હય જો નયમેં હૈ, ઇશ્કહીકા જોશ હય જો મયમેં હૈ.
ઇશ્કની છે આગ મોરલીમાં નકી, ઇશ્કનો ઉભાર છે સુરા મહીં.

( ૧૧ )

નય હરીફે હરકે અઝ યારે બરીદ, પરદહાયશ પરદહાએ મા દરીદ.
નય હરીફ ઉસકી જો દિલબરસે છુટા, ઉસકે પરદોં કે દિયે પરદે ઉઠા.
યાર જે બેયાર છે તેની છે નં, મારા પરદા ફાડયા તેના પરદાયે.

( ૧૨ )

હમચુ નય ઝેહરે વ તિર્યાકે કે દીદ, હમચુ નયસાઝો મુશ્તાકે કે દીદ.
કિસમેં હય ઝેહર ઓર અમ્રુત મિસ્લે નય, નય અજબ દમસાઝ ઓર મુસ્તાક હય,
વાંસળીને દીઠા વિષ ને ઔષધિ, મિત્ર ને આસકત સૌ માટે નકી.

( ૧૩ )

નય હદીસે રાહ પુરખું મી કુનદ, કિસ્સાહાએ ઇશ્કે મજનું મી કુનદ.
નયસે હય ઇઝહારે રાહે ખું ચકાં, ઇશ્કે મજનું કા યે કરતી હય બયાં.
વાત દુર્ઘટ માર્ગની તે તો કરે, ઇશ્ક મજનુનો કહે છે તે ખરે.

( ૧૪ )

દે દહાં દારેમ ગોયા હમચુ નય, યક દહાં પિન્હાસ્ત દર લબ હાએ વય.
હેં હમારે પાસ દો મુંહ મિસ્લે નય, એક મુંહ ઇસકે લબોંમેં જઝબ હય.
વાંસળી સમ મુખ બે અમ પાસ છે, એકનો એના અધરમાં વાસ છે.

(૧૫)

એક દહાં નાલાં શુદા સુએ શુમા, હાયે હુએ દર ફિગન્દા દર સમા.
એક મુંહ નાલાં હે સબકે રૂબરૂ, આસમાનોં પર હે શોરે હાએ હુ.
એક મુખ લોકો તરફ કરતું રૂદન, વ્યોમ પણ ગુંજી રહે સુણતાં કથન.

(૧૬)

લેક દાનદ હરકે ઉરા મનઝરસ્ત, કીં ફુગાંને ઇ સરે હમઝાં સરસ્ત.
જાનતે હેં વો જો હેં એહલે નઝર, ઇસ ફુગાંમેંભી વોહી હય એક અસર.
જાણતા એ જાણકારો બા ખબર, પામતા રૂદન મહીં એની અસર.

(૧૭)

દમદમા ઇ નાયે અઝ દમહાએ ઓસ્ત, હાએ હુએ રૂહ અઝ હય હયે ઓસ્ત.
હે ઉસીકા શોર નયમેંભી નિહાં, રૂહકી ફરિયાદ હય જીસ્કી ફુગાં.
વીણાના રણકારમાં એ સાદ છે, આત્મના આક્રંદની ફરિયાદ છે.

(૧૮)

મેહરમે ઇ હોશ જુઝ બેહોશ નીસ્ત, મરઝબાં રા મુસ્તરી ચું ગોશ નીસ્ત.
હે ખબર ઇસ હોશકી બેહોશકો, મુસ્તરી કાનોંસે બેહતર કોન હો ?
જાણકાર આ ભાનના બેભાન છે, જીભનો ગ્રાહક ખરો તો કાન છે.

(૧૯)

ગર ન બુદે નાલએ નયરા અસર, નય જહાં રા પુર ન કરદે અઝ શકર.
ગર ન હોતા નાલએ નયમેં અસર, નયસે કબ દુનિયાકો મિલ સકતી શકર.
હોત વીણા સાદમાં જો નવ અસર, વીણા દેતી જગને શી રીતે શકર.

(૨૦)

દર ગમે મા રોઝહા બેગાહ શુદ, રોઝહા બા સોઝહા હમરાહ શુદ.
હો ગયે ગમમેં હમારે દિન તબાહ, સોઝસે મિલ મિલ ગએ રોઝે સિયાહ.
શોકમાં વેળા કવેળા થઇ ગઇ, જીવતર દુઃખમાં ગયું જાણો નકી.

(૨૧)

રોઝહા ગર રફત ગો રવ બાક નીસ્ત, તુ બિમાં અયે આંકે ચું તુ પાક નીસ્ત.
દિન ગયે જાને દે ઇસ્કા ગમ નહીં, તુ ઠેહેર હય પાક તુઝસા ભી કહીં.
ગઇ ઉમર જાવા દો કાંઈ ડર નથી, રહેજે તું ! તુજથી કોઇ ઉત્તમ નહીં.

(૨૨)

હરકે જુઝ માહીઝે આબશ સયર શુદ, હરકે બે રોઝીસ્ત રોઝશ દેર શુદ.
જો નથા માહી હુવા વો સેરે આબ, જો રહા બે બેહરા ઉમ્ર ઉસકી ખરાબ.
મત્સય વિણ જે છે તે પાણીથી ધરાય, જે છે બે રોજી તે ફોકટ જાણ હાય.

(૨૩)

દર નયાબદ હાલે પુખ્તા હેચ ખામ, પસ સખુન કોતાહ બાયદ વસ્સલામ.
હાલે પુખ્તા કાર કયા સમઝેગા ખામ, મુખતસર યે દાસ્તાં કર વસ્સલામ.
જો ન પામે કેઈ કાચા પુખ્ત હાલ, વાત ટુંકી કર હવે હે મારા લાલ.

(૨૪)

બાદા દર જોશિશ ગદાએ જોશે મારત, ચર્ખ દર ગર્દિશ અસીરે હોશે મસ્ત.
જોશે બાદા મે હમારા જોશ હય. ચર્ખકી ગરદિશ અસીરે હોશ હય.
કેફના ઉભરા મહીં અમ જોશ છે, વ્યોમનું ચક્કર અસીરે હોશ છે.

( ૨૫ )

બાદા અઝ મા મસ્ત શુદ ને મા અઝુ,
કાલેબઝ મા હસ્ત શુદ ને મા અઝુ.
મસ્ત હય મય હમસે ઉસ્સે હમ નહિ,
જીસ્મ યે હે હમસે ઇસ્સે હમ નહિં.
મસ્ત અમથી છે મદીરા અમ નહિ,
તન છે આ અમથી ને તનથી અમ નહિં.

( ૨૬ )

બર સમાએ વાસ્ત હરતન ચીર વીસ્ત
તાઅમએ હર મુર્ગકે અંજીર નીસ્ત
હર કોઇ કાદર સમાઅત પર હે કબ
ખાતે હંય અંજીરહી કયા મુર્ગ સબ?
શું બધાને સાદ એ સંભળાય છે
સર્વ પંખીઓ શું અંજીર ખાય છે

( ૨૭ )

બંદ બુગસલ બાશ આઝાદ અયે પીસર
ચંદબાશી બંદે સીમો બંદે ઝર
તોડ બંદ આઝાદ હોજા અયે પીસર
કબ તલક આખીર અસીરે સીમો ઝર
કયદથી નીકળ કે તુ આઝાદ છે.
ચાંદી સોનામાં ફસાયો કેમ રે?

( ૨૮ )

ગર બરેઝી બહેર રા દર કુઝઇ
ચંદ ગુંજદ કીસમતે યક રોઝઇ
બંદ અગર દરયાબી કુઝેમેં કીયા
એક દિનમે ખતમ સબ હો જાયગા
તું જો એક દરયાને કુઝામાં ભરે
એક દિનથી તું વધુ લઇ નવ શકે.

( ૨૯ )

કુઝએ ચશ્મે હરીસાં પુર ન શુદ
તા સદફ કાને ન શુદ પુર દુર નશુદ
હીર્સમંદ આંખોકે કુઝે કબ ભરે
જબ સદફ કાને હુઇ મોતી મીલે
લોભીયાની આંખ શારીતે ભરાય
મોતી થાયે શીપ સંતોષી જો થાય

( ૩૦ )

હર કે રા જામા ઝે ઇશ્કે ચાક શુદ
ઉઝે હીર્સો અયબ કુલ્લી પાક શુદ
ઇશ્કસે દામન હુવાહે જીસકા ચાક
બસ વોહી સો અયબસે બીલ્કુલ હે પાક
જેનો જામો ઇશ્કથી બસ પાક છે.
પાક છે એ લોભ આદિથી ખરે

( ૩૧ )

શાદ બાશ અય ઇશ્ક ખુશ સવદ એમા
અય તબીબે જુમ્લા ઇલ્લત હાયેમા
શાદ હો અય ઇશ્ક અય સવદા નસીબ
અય હમારી કુલ બલાઓં કે તબીબ
ખુશ રહો હે ઇશ્ક શુભ સોદો છે તું
તું જે મારા કુલ મરજનો વઇદ છું

( ૩૨ )

અય દવાએ નખ્વતો નામુસે મા
અય તુ અફલાતુને જાલીનુસે મા
હે દવાએ નખ્વતો નામુસ તું
અય કે અફલાતુનો જાલીનુસ તું
તુંજ મારા ગર્વની સાચી દવા
તુંજ અફલાતુન જાલીનુસ હા

( ૩૩ )

જીસ્મે પાક અઝ ઇશ્ક બર અફ્લાક શુદ
કોહ દર રકસ આમદો ચાલાક શુદ
ઇશ્કસે ગરદુંપે જીસ્મે ખાક હે
રકસમે હે કોહ ઓર ચાલાક હે
માટીનું તન ઇશ્કથી આકાશ પર
પ્હોંચ્યું ને નાચ્યું ગીરી ચાલાકતર

( ૩૪ )

ઇશ્ક જાને તુર આમદ આશકા
તુર મસ્તે ખરરે મુસા સાયકા
ઇશ્ક જાને તુર હે અય મુબતેલા
તુરે સીના મસ્તે મુસા ગીર પડા
થઇ ગયો જવ તુરનો જીવ ઇશ્ક આ
મસ્ત પર્વત ખરરા મુસા સાયેકા

(૩૫)

સીર્રે પીન્હા નસ્ત અંદર ઝેરો બંમ
ઝેરો બમમેં રાઝ ઉસ્કા હે નિહાં
ભેદ છે ગુપ્ત સત્યનો બમ ઝેરમાં

ફાશ અગર ગોયમ જહાં બરહમ ઝનમ
ફાશ અગર કરદું તો બરહમ હો જહાં
સાફ કહીએ તો જગત માટે બલા

(૩૬)

આ લબે દમ સાઝે ખુદ ગર જુફતમે
મંય અગર મીલતા લબે દમ સાઝસે
તેના હોઠે હોઠ જો હું હોત તો

હમચું નય મન ગુફતની હા ગુફતને
મીસ્લે નય નગમે સુનાતા રાઝકે
વાંસળી પેઠે મર્મ હુ કહેત તો

(૩૭)

હરકે ઉ અઝ હમ ઝબાંને શુદ જુદા
હમ ઝબાંસે જો હુવા અપને જુદા
જે થયો સ્વભાષાવાળાથી જુદો

બે નવા શુદ ગરચે દારદ સદ નવા
સદ નવા હોકરભી વો હય બે નવા
લાખ વાચા હોય પણ મુંગો ગણ્યો

(૩૮)

ચુંકે ગુલ રફતો ગુલીસ્તાં દર ગુઝશ્ત
જબકે ગુલ રૂખસત હુવે ગુલઝારભી
ફુલ નવ હોયે બાગીચો નવ રહયો

નશનવી ઝીં પસ ઝે બુલબુલ સરગુઝશ્ત
બાગે બુલબુલ અબ ન જાયેગી સુની
બુલબુલો ત્યાં બોલે શી રીતે કહો

(૩૯)

ચુંકે ગુલ રફતો ગુલીસ્તાં શુદ ખરાબ
ગુલ હુવે રૂખસત હુવા ગુલશન ખરાબ
ફુલ જાતાં થઇ ગઇ વાડી ખરાબ

બુએ ગુલરા અઝકે જોયમ અઝ ગુલાબ
બુએ ગુલકા કુચ્છ પતા દેગા ગુલાબ
એ સુગંધીનો પતો દેશે ગુલાબ

(૪૦)

જુમલા માશુકસ્તો આશક પરદહ
સબ હે માશુક ઓર આશક પરદા હે
છે સકળે માશુક આશીક પરદો છે

ઝીંદા માશુકસ્તો આશક મુરદહ
ઝીંદા હે માશુક આશક મુરદા હે
જીવે છે માશુક આશક મુરદો છે.

(૪૧)

ચું નબાશદ ઇશ્કરા પરવાએ ઉ
ઇશ્ક કો ઉસ્કી ન જબ પરવા રહી
ઇશ્કની ઇચ્છા ન જેને કંઇ રહી

ઉ ચો મુર્ગે માન્દ બે પરવાએ ઉ
મુર્ગે બે પર રહે ગયા બદ કીસ્મતી
પાંખ વિણુ પક્ષી કહો તેને નકી

(૪૨)

પરરો બાલે મા કમન્દે ઇશ્કે ઓસ્ત
બાલો પર હંય ઇશ્કકી ઉસ્કે કમન્દ
કેશ ને પર પ્રેમની એક જાળ છે

મુ કશાનશ મીકશદ તાકુએ દોસ્ત
ખીંચતી હે ઉસ્કી જાનીબ બે ગુઝંદ
ખેંચીને તેની તરફ લઇ જાય છે.

(૪૩)

મનચે ગોયમ હોશ દારમ પેશો પસ
કીસ તરહ હો પેશો પસકા હોશ બસ
પેશો પસનું મુજને શી રીતે હો ભાન

ચું નબાશદ નુરે યારમ પેશો પસ
ગર ન હો વો નુરે તાબાં પેશો પસ
હોત સાથી યારના જો નુર જાણ

(૪૪)

નુરે ઉ દર યુમનો યુસરો તેહતો ફોક
નીચે ઉપર દાયેં બાએં ઉસકા નુર
નીચે ઉપર ડાબે જમણે તેનું નુર

બરસરો બરગરદનમ માનન્દે તોક
ગર્દનો સરમે હે તોક અય ઝી શઉર
મુજમાં છે સંપુર્ણ પતવ બસ જરૂર

(૪૫)

ઇશ્ક ખ્વાહદ કીં સખુન બેરૂન બુવદ
આઇનત ગમ્માઝ નબુવદ ચું બુવદ
ચાહતા હૈ ઇશ્કસે રૂસ્વા કરે
હો ન ગમ્માઝ આઇના તો કયા કરે
ઇશ્ક ચાહે છે કે પ્રકટ થાએ ભેદ
પણ નથી દર્પણની ઇચ્છાએ છે ખેદ

(૪૬)

આઇનત દાની ચરા ગમ્માઝ નીસ્ત
ઝાંકે ઝંગાર અઝ રૂખશ મુમ્તાઝ નીસ્ત
કયું નહિ ગમ્માઝ આઇના તેરા ?
ઉસ્કે મુહ પર ઝંગ હૈ લીપટા હુવા
કેમ દર્પણ ગુપ્ત તુજ કહેતું નથી ?
કાટમા તન તેનું ખરડાવા થકી

(૪૭)

આઇના કઝ ઝંગો આલાયશ જુદાસ્ત
પુર શુઆએ નુરે ખુરશીદે ખુદાસ્ત
હો કુદરતસે જબ આઇના જુદા
ઉસ્મે ચમકે નુરે ખુરશીદે ખુદા
કાટથી આઇનો જયારે સાફ થાય
તવ ખુદાના નુરનો સુરજ જણાય

(૪૮)

રવતુ ઝંગાર અઝ રૂએ ઉ પાક કુન
બાદ અઝાં આં નુર રા ઇદરાક કુન
ઝંગો આલાયશસે ઉસ્કો પાકકર
ઓર ફીર ઉસ નુરકા ઇદરાક કર
તનથી તેના કાટને તુ દુર કર
તે પછી તે નુર પર તું કર નઝર

(૪૯)

ઈં હકીકત રા શનવ અઝ ગોશે દીલ
તા બિરૂં આઇ બકુલ્લી ઝાબો ગીલ
ગોશે દીલસે સુન હકીકત બાર મહેલ
તા કે આબો ગિલસે તું આ યે નીકલ
દીલના કાનોથી હકીકત આ સુણો
જેથી પાણી માટીથી જુદા પડો

(૫૦)

ફહેમ અગર દારીદ જાંરા રહે દહીદ
બાદ અઝાં અઝ શવક પા દર રહે નહીદ
હો સમજ કુછભી તો જાંકો રાહદો
શોકસે બસ રેહમે ફીર પાઉં રખો
જો સમજ છે જીવને રસ્તો બતાવ
હોંસથી તેમાં કદમ આગળ ચલાવ

---

## ઉપોદ્દઘાત.

---

ઇશ્કની ભાષામાં બ્રહ્મજ્ઞાની (આરિફ) ને વાંસળીની ઉપમા આપવામાં આવે છે. મવલાના સર્વેને ઉદ્દેશીને કહે છે કે જરા સાંભળો તો ખરા કે વાંસળી શું કહે છે ? તે કહે છે કે મારૂં મુળ વતન છે જંગલ, તેમાંથી મને કાપીને છુટી પાડી તેથી તેના વિયોગમાં હું રડું છું. તો હે સાંભળનારા જનો! ઘણી શરમની વાત છે કે વાંસળી તો પોતાના વતનના વિયોગમાં રડે અને બીજાને પણ રડાવે તો માણસ કે જે બધી સૃષ્ટિયોમાં ચઢિયાતો છે, તે આમ ચુપ રહે અને પોતાની અસલની તરફ ધ્યાન ન આપે એ કેવું શોચનીય છે ? જે માણસ પોતાની જન્મ ભુમિથી વિખુટો પડે છે તેને હમેશ એજ ધ્યાન રહે છે કે કયારે હું મારા વતનમાં જઇશ ? હું દરેક મંડળીમાં જઇને રડી અને ત્યાં દરેક માણસ પોતાની શક્તિ પ્રમાણે મારે મિત્ર થયો; પણ કોઇએ મારા અંતઃકરણની વાત જાણી નહી. જો તેમની ઇચ્છા મારા અંતઃકરણની છુપી વાત જાણવાની હોય, તો હું કહું છું, કે મારી આ રાગણી એજ મારો ગુપ્ત ભેદ છે કેમકે આ મારી રાગણી એ ઇશ્ક છે, ને ઇશ્ક છે તે ભેદ છે. પણ તને તેવા કાન અને તેવી આંખો મળી નથી; જેથી તું

એ સાંભળી ને જોઇ શકે. જો કે શરીર અને જીવ એક બીજાથી ભિન્ન નથી, પણ તે છતાં કોઈ માણસ જીવને જોઇ શકતો નથી. વાંસળીનો જે અવાજ છે તે એક આગ છે, જેનાથી માણસો દૂર નાસે છે, કોઇ હવા નથી કે માણસો રાજી થાય. પણ એ આગ એવી છે કે જેમાં એ ન હોય તે શુન્યની બરાબર છે. એવા માણસનો નાશ થાય તો સારૂં, વાંસળીની સ્થિતિ પોતાના મિત્રથી જુદા પડેલા માણસ જેવી છે. અને તેથી વાંસળીના જુદા જુદા પરદાઓમાંથી જે રાગણીઓ પેદા થાય છે, તેણે અમારા પરદા ફાડી નાંખ્યા છે. વાંસળીની રાગણીમાં વિષ અને અમૃત બંને ભરેલાં છે કારણ કે જ્યારે માણસ મરતીની હાલતમાં હોય છે, ત્યારે વાંસળીનો નાદ તેને માટે વિષની બરાબર છે, તેના કાળજાના કડકે કડકા કરી નાખે છે; અને જ્યારે તે ખુદાના પ્રકાશથી રોશન થાય છે ત્યારે એજ નાદ તેને માટે અમૃત બને છે. જગતમાં રૂદન કોઇને ગમતું નથી, પણ વાંસળીનું આ રૂદન એવું છે કે તેને સર્વ કોઇ ચાહે છે, ને સાંભળે છે. દુનીયામાં માણસો ત્રણ પ્રકારના છે. એક માછલી જેવા કે જે આખો દરિયો પી જાય તોય ધરાય નહીં. પાણીની બહાર નીકળે કે મરણ પામે તે આશિક લોકો છે. બીજા મત્સ્ય નહીં એવા, જેઓ થોડાક પાણીથી જીવી શકે છે એ ભકત લોકો છે. ત્રીજા તે લોકો કે જેમને આ દરિયાથી કાંઇ પણ મળ્યું નથી તે કાફિરો છે. પહેલો પ્રકાર પુત્ર બંજો કાચો છે, તું ચાંદી સોનાના લોભમાં ફસાયલો છે, તેમાંથી નીકળ, તું તારી તકદીરથી વધારે શી રીતે મેળવી શકશે? માનોકે તેં તારા કુજામાં આખો દરીયો ભરી લીધો, પણ તેમાં તારા કુજા જેટલુંજ સમાશે, તેથી વધારે નહિ. માટે લોભીની આંખ કદી ધરાતી નથી, જ્યાં સુધી કાળુ માછલીની છીપ ધરાય નહિ ત્યાં સુધી તેમાં મોતી થાય પણ નહિ. એક ઇશ્કજ એવી વસ્તુ છે કે જે બધી વસ્તુઓને બાળી મુકે છે. અને તેથી મોક્ષ આપનાર તેજ છે, એ હોય તો પછી લોભ રહી શકતોજ નથી, તો જ્યારે ઇશ્કમાં એવી ખુબી જોઇ કે તે મોક્ષ આપનાર અને દુનીઆની બધી બુરાઇઓને બાળી નાખનાર છે, તો મૌલાના ઇશ્ક માટે દુઆ કરે છે, કે ખુદા તને ખુશ રાખે. તું અમારે માટે સારો સોદો છે. આપણું શરીર માટીનું બનેલું છે ને તે એવી વસ્તુ છે કે તેને તમે ગમે તેટલા બળાથી ઉપર ફેંકશો તો એ તે નીચેજ આવશે. પણ એ માટીનું શરીર જ્યારે તેમાં ઇશ્કે પ્રવેશ કર્યો ત્યારે આકાશ ઉપર પહોચ્યું. કેમકે હઝરત ઈસા (અ. સ.) ચોથા આસ્માન ઉપર છે, વળી એજ ઇશ્કે જ્યારે તુર પહાડમાં પ્રવેશ કર્યો તો તે પણ નાચવા લાગ્યો, અમારી સ્થિતી વાંસળીના જેવી છે, તેને પણ બે મોં છે ને અમને પણ બે મોં છે, વાંસળીનું એક મોં વગાડનારના હોઠમાં હોય છે ને બીજું બહાર હોય છે, અમરૂં એક મોં પણ તે વાંસળીના માલેકની તરફ છે, ને બીજું જગતની તરફ છે, જો મારો મિત્રથી વિયોગ ન થયો હોત, તો હું વાંસળીની પેઠે મારો બધો મર્મ કહેત. પણ યારથી વિયોગ થયો તેથી હવે હું ગમે તેવો સુવકતા હોઉં તો પણ જાણે મુંગેજ છું, શરીરનું નામ ઇશ્ક છે, ને રૂહની જીંદગી બાકી છે, જેને ઇશ્કની ઇચ્છા નથી તે જાણે આંખો વિનાનું પક્ષી છે, જો મિત્રનો પ્રકાશ મારો સાથી ન હોય તો હું આગળ પાછળનું ધ્યાન શી રીતે રાખું? એ ભેદ મને માલમ પડવો જોઇએ, પણ મારા આત્માનું દર્પણ સ્વચ્છ નથી. માટે લાયક છે કે એ દર્પણનો કાટ દુર કરી દે જ્યારે તારી આરસી સ્વચ્છ થશે તો ખુદાના સુર્યનો પ્રકાશ તેના ઉપર પડશે, માટે અંતઃકરણના કાનથી મસનવીની હકીકત સાંભળો તો આ પાણી ને માટીથી છુટી જાઓ. જો તમારામાં બુધ્ધિ હોય તો તમારા જીવને રસ્તો દેખાડો અને સલુકના રસ્તામાં કદમ મુકો અને પાણી ને માટીથી બનેલું આપણું આ શરીર એ પાણી માટીથી છુટી જાય ને મિત્ર સત્યે મળી જાય.

---

## હીકાયત એક બાદશાહનું દાસી ઉપર આશિક થવું, તેને ખરીદ કર્યા પછી દાસીનું માંદા પડવું, અને હકીમો પાસે તેનો ઉપાય કરાવવો

(૧)

(૫૧)

બિશનવેદ અય દોસ્તાં ઈ દાસ્તાં    ખુદ હકીકત નકદ હાલે મારત આં
હાં સુનો અય દોસ્તો યે દાસ્તાં    ખુદ હમારા હાલ હય ઇસમેં અયાં
સાંભળો હે દોસ્તો આ દાસ્તાન    જે હકીકત ખાસ છે તેનું બયાન

(૫૨)

નકદ હાલે ખેશ રા ગર પયબરેમ    હમ ઝે દુનિયા હમ ઝે ઉકબા બર ખુરેમ
અપની હાલત પર કરેં હમ ગોર અગર    પાયેં દુનિયા ઔર ઉકબાસે સમર
આપણી જો સત્ય વાતો જાણીએ    દીનને દુનિયાના મેવા પામીએ

(૫૩)

બુદ શાહે દર ઝમાને પેશ અઝીં    મુલ્કે દુનિયા બુ દશો હમ મુલ્કે દીં
થા બહોત પહેલે કહીં એક બાદશાહ    સાહિબે અકલીમે દુનિયા દીં પનાહ
પહેલાં સુલતાં થઇ ગયો છે ખાસ એક    દીન દુનિયામાં ખરો લાયક ને નેક

(૫૪)

ઇતતિફાકન શાહ રોઝે શુદ સવાર    બા ખ્વાસે ખીશ અઝ બેહરે શિકાર
ઇતતાફાકન એક દિન હો કર સવાર    સાથ યારોં કે ગયા કરને શિકાર
એક દીવસ બાદશાહ થઇને સવાર    મિત્રોની સાથે ગયો રમવા શિકાર

(૫૫)

બેહરે સયદે મી શુદ ઊ બરે કોહો દશ્ત    ના ગહાં દર દામે ઇશ્ક ઊ સૈદ ગશ્ત
કોહો સેહરા છાનતા થા બેહેરે સૈદ    હો ગયા ખુદ ઇશ્કકે ફંદે મેં કૈદ
ખોળતો જંગલમાં તે હુતો શિકાર    પણ થયો તે ઇશ્કને હાથે શિકાર

(૫૬)

યક કનીઝક દીદ શેહ દર શાહ રાહ    શુદ ગુલામે આં કનીઝક જાને શાહ
એક કનીઝક રાહમેં આઇ નઝર    મિટ ગયા સુલતાન ઉસકે હુસ્ન પર
એક દાસી માર્ગમાં નજરે પડી    દાસ, દાસીનો થયો તે રાજવી

(૫૭)

મુર્ગે જાનશ દર કફસ ચું મી તપીદ    દાદ માલો આં કનીઝક રા ખરીદ
થા કફસમેં મુર્ગેજાં બેતાબે દીદ    દેકર ઉસને મોલ લી લોંડી ખરીદ
પ્રાણપક્ષી તનમાં ગભરાયું જદા    પૈસા ખર્ચી દાસીને લીધી તદા

(૫૮)

ચું ખરીદ ઊરા વ બર ખુરદાર શુદ    આં કનીઝક અઝ કઝા બીમાર શુદ
જબ ખરીદા ઔર હુવા યુ બા મુરાદ    હો ગઇ બીમાર લોંડી ના મુરાદ
જ્યારે વેચાતી લઇ ફળ ચાખિયું    માંદી થઇ દાસી અને દુઃખ આવીયું

(૫૯)

આં યકે ખર દાશ્ત પાલાનશ નબુદ
જબ ગધા થા પાસ તો પાલા ન થા
ખર હતો, જ્યારે, નહોતું તવ પલાણ

યાકત પાલાં ગુર્ગ ખરરા દર રબુદ
જબ મીલા પાલા ગધા જાતા રહા
પામ્યો કાઠી, સિંહ ખરના લીધા પ્રાણ

[૬૦]

કુઝા બુદશ આબ મી નામદ બદસ્ત
કુઝા થા મીલતા ન થા પાની કહીં
લોટવો જ્યારે હતો પાણી નહિ

આબ રા ચું યાફત ખુદ કુઝા શિકસ્ત
મિલ ગયા પાની તો અબ કુઝા નહીં
પાણી પામ્યો કુજો તવ ફુટયો નકી

(૬૧)

શેહ તબીબાં જમ્આ કર્દ અઝ ચપ વ રાસ્ત
પસ હકીમોંસે કિયા શેહને બયાં
સઘળા વૈદ્યોને કહી રાજાએ વાત

ગુફત જાને હર દો દર દસ્તે શુમાસ્ત
હય તુમારે હાથ હમ દોનોં કી જાં
જીવ છે બંનેના તમ લોકોને હાથ

(૬૨)

જાને મન સેહલસ્ત જાને જાનમ ઓસ્ત
કયા હય મેરી જાન-જાને જાં હય વો
જીવ મારો સહેલ, મારો જીવ તે

દર્દ મન્દો ખસ્ત અમ દરમાનમ ઓસ્ત
દર્દ મન્દો ખસ્તા હું દરમાં હય વો
હું છું દરદી મારો તે ઉપચાર છે

(૬૩)

હર કે દરમાં કર્દ મર જાને મરા
જો કરે દરમાન મેરી જાનકા
જેણે મારા પ્રાણનું ઓસડ કર્યું

બુર્દ ગંજે દુર્રો મરજાને મરા
લે ખઝાના ગવહરો મરજાનકા
હીરા મોતી આપી સુખ તેને કરૂં

(૬૪)

જુમ્લા ગુફતન્દશ કે જાં બાઝી કુનેમ
બોલે સબ કરતે હય હમ બાઝીયાં
બોલ્યા તે સો કોશિશો કરશું અમે

ફેહમ ગર દારેમ અમ્બાઝી કુનેમ
અકલસે કર લેંગે ચારા સાઝીયાં
પહેલાં સૌ સંમત થઇને જાણીએ

(૬૫)

હરયકે અઝ મા મસીહે આલમેસ્ત
હમ મેં હર એક હય મસીહા વકતકા
છે દરેક અમમાં મસીહાની મિસાલ

હર અમલરા દર કફે મા મરહમેસ્ત
હર મરઝકી જાનતે હંય હમ દવા
ઔષધો હરએકના છે બે મિસાલ

(૬૬)

ગર ખુદા ખ્વાહદ ન ગુફતન્દ અઝ નઝર
ગર ખુદા ચાહે ન ભુલેસે કહા
ઇન્શા અલ્લાહ પણ ન બોલ્યા ગર્વથી

પસ ખુદા બન્મુદ શાં ઇજ્ઝે બશર
પસ દિખાયા હકને ઇજઝ ઇન્સાનકા
આજીજી તેઓની હક જાહેર કરી

(૬૭)

તર્કે ઇસતિસના મુરાદમ કિસવતેસ્ત
તર્કે ઇસતિસના કિસાવત હય અખી
ઇન્શા અલ્લાહ દિલ થકી જે ના કહે

ને હમીં ગુફતન કે આરિઝ હાલતેસ્ત
મુંહસે કેહ દેના ન હર્દ એક આરઝો
દિલની સખ્તી જાણવી તેના ખરે

[૬૮]

અય બસા ના વરદાહ ઇસતિસ્તા બ ગુફત
અકસર ઇસતિસના ન ઝાહિરમેં કહે
ઇન્શા અલ્લાહ જે કહે છે નેક જાત

જાને ઉ બા જાને ઇસ તિસ્નાસ્ત જુફત
વો ઓર ઇસ તિસ્ના બહમ વંય અસલમેં
હકની સાથે જીવ તેનો એક સાથ

| | | |
|---|---|---|
| | (૬૯) | |
| હરચે કરદન્દ અઝ ઈલાજો અઝ દવા | | ગશ્ત રંજ અફઝુંના હાજત ના રવા |
| અલ મરઝ જો જો દવા લોગોંને કી | | બઢ ગયા રંજ આરઝુ સબ રેહ ગઇ |
| યુક્તિઓ સર્વે કરી કરવા ઇલાજ | | રોગ પણ વધતો ગયો બગડયો મિજાજ |
| | (૭૦) | |
| આં કનીઝક અઝ મરઝ ચું મુએ શુદ | | ચશ્મે શાહ અઝ અશ્કે ખું ચું જુએ શુદ |
| હો ગઇ લોંડી મરઝસે જબ નિઢાલ | | શાહકી આંખેં હુઇં રો રો કે લાલ |
| ઓગળીને દાસી થઇ જાણે કે વાળ | | શાહને દિલગીરી થઇ તેથી કમાલ |
| | (૭૧) | |
| ચું કઝા આયદ તબીબ અબલહ શવદ | | આં દવા દર નફએ ખુદ ગુમરાહ શવદ |
| કરતી હય નાદાં તબીબોંકો કઝા | | ઓર દિખાતી હય અસર ઉલટા દવા |
| મોત આવે વૈદ્ય પણ મુર્ખ બને | | ને અસર બાકી દવામાં નવ રહે |
| | [૭૨] | |
| અઝ કઝા સર કંગબીં સફરા ફુઝુદ | | રૌગને બાદામ ખુશ્કી મી નુમુદ |
| શેહદ ઓર સિરકે સે ગરમી બઢ ગઇ | | રૌગને બાદામ સે ખુશ્કી હુઇ |
| સિરકાથી તો પિત્તામા વૃદ્ધિ થઇ | | તેલથી બાદામના ખુશ્કી થઇ |
| | (૭૩) | |
| અઝ હલીલા કબ્ઝ શુદ ઇતલાક રફત | | આબ આતિશ રા મદદ શુદ હમચું નફત |
| જાયે મુશ્કિલ કબ્ઝ હડ સે હો ગયા | | ઓર ભી દી અગ પાની ને બઢા |
| હરડેથી તો કબજીઅત પયદા થઇ | | બળતરામાં વૃદ્ધિ થઇ પાણી થકી |
| | (૭૪) | |
| સુરતીએ દિલ શુદ ફુઝુનો ખ્વાબ કમ | | સોઝિશે ચશ્મો દિલે પુર દરદો ગમ |
| હો ગયા દિલ સુસ્ત તર ઓર નીંદ કમ | | સોઝિશ આંખોં મેં થી દિલમે દરદો ગમ |
| દિલની સુસ્તી તો વધી ને ઉંઘ કમ | | બળતરા થઇ આંખમા ન દિલમાં ગમ |
| | [૭૫] | |
| શરબતો અદવીયઓ અરબાબે ઊ | | અઝ તબીબાં રીખ્ત યકસર આબે રૂ |
| બે અસર શરબત હુવે નાકિસ દવા | | ચારા ફરમાઉં કા મુહ ફક હો ગયા |
| એવી રીતે દાસીની કરતાં દવા | | ખોઇ બેઠા આબરૂ વૈદ્યો બધા |

---

## હિકાયત ૧

મવલના કહે છે કે એક વાત સાંભળો જો કે તે બીજાની વાત છે પણ વિચાર કરીને જોશો તો જણાશે કે જાણે આપ વીતીજ છે જે માણુસ પોતાની સ્થિતિની શોધ ખોળ કરે છે તે બન્ને લોકોમાં લાભ મેળવે છે.

એક દિવસે બાદશાહ મૃગયા રમવા ગયો; રસ્તામાં એક સ્વરૂપવાન દાસી જોઇ તેથી આશક થયો, ને તેને વેચાતી લીધી. પણ પછી તે દાસી માંદી પડી. જ્યારે સવારી હતી ત્યારે પલાણુ ન હતું, ને પલાણુ મળ્યું ત્યારે સવારીના જાનવરને મારી નાંખ્યું. કુજો હતો ત્યારે પાણી ન હતું ને પાણી મળ્યું ત્યારે કુજો તુટી ગયો, બાદશાહે હકીમોને બોલાવી બધી હકીકત કહી, ને કહ્યું કે

દવા કરી એને આરામ કરો. એ મારો જીવ છે. હકીમોએ કહયું કે અમો બરાબર કોશિશ કરીશું. અમારા માંનો દરેક મસીહા ( હઝરત ઇસા અ. સ. ) મિસાલ છે. પણ તેઓ ગર્વમાં ઇન્શા અલ્લાહ કહેવાનું ભુલી ગયા; તેથી ખુદાએ તેમને નિરૂપાય કરી મનુષ્ય કેવું પ્રાણી છે તે જગતને દેખાડી આપ્યું. ઇન્શા અલ્લાહ જીભે ન કહેવાથી ભુલી ગયા છે એમ સમજવું નહિ. પણ પોતાની જાત ઉપરજ ભરોસો રાખી ખુદાની તરફ જરા પણ લક્ષ ન આપે એ કામ ખોટું છે. એમાં માણસના દિલની કાળાશ પ્રકટ થાય છે. કેટલાક માણસો જીભે ઇન્શા અલ્લાહ બોલતા નથી. પણ મનમાં સારી રીતે જાણે છે કે સર્વ શકિતમાન તો ખુદાજ છે. અમે તો કાંઇ નથી તેવા લોકોને ખુદાને વિશ્વાસ નથી એમ કહેવાય નહિ.

હકીમોના ઇલાજથી લાભ ન થતાં નુકસાન થવા લાગ્યું. દવાની અસર વિપરીત થઇ ગઇ ને લાભને બદલે નુકસાન થવા લાગ્યું.

---

## દાસીના ઉપાયથી હકીમોનું લાચાર થવું, તેથી બાદશાહનું વલણ ખુદાની તરફ થવું અને સ્વપ્નામાં એક ગેબી પુરૂષનું જોવું અને તેના સહાયથી દાસીનું આરામ પામવું

(૭૬)

શેહ ચુ ઇજ્જે આં તબીબાં રા બદીદ,  પા બિરેહના જાનિબે મસ્જીદ દવીદ.
શેહને જબ દેખા કે આજીઝ હેં તબીબ,  ભાગા નંગે પાઉ મસ્જીદકો ગરીબ
શાહ લાચારી તબીબોની જોઇ,  ખુલ્લે પગલે તે ગયો મસ્જીદ ભણી,

( ૭૭ )

રફત દર મસ્જીદ સુએ મેહેરાબ શુદ,  સિજદેગાહ અઝ અશ્કે શેહ પુરઆબ શુદ
દાખીલે મહેરાબે મસ્જીદ જબ હુવા,  સિજદેગાહકો આંસુઓંસે ભર દીયા
તે રડયો મસ્જીદ અને મહેરાબમાં,  આંસુના દરયામાં ડુબ્યો બાદશા

( ૭૮ )

ચું બખેશ આમદ ઝે ગરકાબે ફના,  ખુશ ઝબાં બુકશાદ દર મદહો સના
બેહવીયતકે બાદ આકર હોશમેં,  કી ખુદાકી હમ્દ પુરે જોશમે
હોશમાં જ્યારે તે આવ્યો રાજવી,  કરવા લાગ્યો બંદગી અલ્લાહની

( ૭૯ )

કય કમીના બખશીશસ્ત મુલ્કે જહાં,  મન ચે ગોયમ ચું તુ મી દાની નિહાં.
અય કે હે અદના તેરી બખશીશ જહાં,  કયા કહું તુ ખુદ હે સબકા રાઝદાં.
જગ પતિ લવલેશ હો તારી દયા,  જાણું છું કે ગુપ્ત જાણે તું સદા

( ૮૦ )

હાલે માઓ હું તબીબાં સર બસર,  પેશે લુત્ફે આમે તુ બાશદ હદર
મેરી હાલત ઓર તબીબોંકે ગિલે,  હેચ હેં તેરે કરમ કે સામને
તારી કૃપા આગળે બારે ખુદા,  શી છે હાલત મારી ને વૈદ્યોની આ

(૮૧)

અય હમેશા હાજતે મારા પનાહ, | બારે દીગર મા ગલત કરદેમ રાહ
તું હમારી હાજતોંકી હે પનાહ, | મુઝસે ફિર ખોઇ ગઇ હૈ ઠીક રાહ
તું હમેશા મારી હાલતની પનાહ, | તે છતાં ખાઇને ઠોકર ભુલ્યો રાહ

[૮૨]

લેક ગુફ્તી ગરચે મી દાનમ સરત, | ઝુદ હમ પયદા કુનશ બર ઝાહિરત.
હાલ હૈ તેરા કે ગો હું રાઝદાં, | ચાહિયે ફિરભી બઝાહિર કુચ્છ બયાં.
બોલ્યો તું, જાણું છું જો કે સૌની વાત. | પણ મનુષ્યે જીભે કહેવું સાક્ષાત.

(૮૩)

ચું બર આવરદ અઝ મીયાંને જાં ખરોશ, | અંદર આમદ બેહરે બખશાયશ બજોશ.
શોર ઉટઠા જબ દિલે ખામોશ મેં, | આ ગયા દરિયાએ રહેમત જોશમેં.
જવ કરી ફરિયાદ આવી દિલ થકી, | જોશમાં કૃપા કર આવ્યો તે ઘડી.

(૮૪)

દરમીયાંને ગિરયા ખ્વાબશ દર રબુદ, | દીદ દર ખ્વાબ ઉ કે પીરે રૂ નમુદ,
રોતે રોતે આંખ ઉસકી લગ ગઇ, | કી ઝિયારત એક મરદે પીરકી,
રડતાં રડતાં ઉંઘ આવી શાહને, | સ્વપ્નમાં એક મર્દ જોયો તેહણે,

(૮૫)

ગુફ્ત અય શેહ મુઝદા હાજાતત રવાસ્ત, | ગર ગરીબે આયદત ફરદા ઝે માસ્ત,
કેહે મુશદા શાહકો ઉસને કહા, | હમમેંસે આયેગા કલ એક બા ખુદા,
બોલ્યો, રાજી શાહ થા, પામ્યો મુરાદ, | કલે આવે એક, મુજ સમ રાખ યાદ,

(૮૬)

ચું કે આયદ ઉ હકીમે હાઝિકસ્ત, | સાદિકશ દાં કો અમીનો સાદિકસ્ત,
કલ જો આયેગા વો હે હાઝિક હકીમ, | જાનના બેશક ઉસે સાદિક હકીમ,
તે ખરો છે વૈદ્ય ને પુરો અમીં, | સત્ય તેને જાણજે જુઠો નહીં,

(૮૭)

દર ઇલાજશ સેહરે મુતલક રા બબીં, | દર મિઝાજશ કુદરતે હકરા બબીં.
દેખ ઉસના સેહર ઉસકે સિદકકા, | કુદરતે હકકા વો હોગા આઇના.
કર દવા તેની ને હિકમત હકની દેખ, | ને ફરક તેની તબીયતમાં તું પેખ.

(૮૮)

ખુફતા બુદ આં ખ્વાબ દીદ આગાહ શુદ, | ગશ્તા મમલુકે કનીઝક શાહ શુદ,
દેખતેહી ખ્વાબ ફવરન ચોંક ઉઠા, | કબાહી મમલુકે કનીઝક શાહ થા
જાગતો તો તે થયો જવ જાણકાર, | દાસ દાસીનો બન્યો તે નામદાર

(૮૯)

ચું રસીદ આં વાઅદગાહો રોઝ શુદ, | આફતાબ અઝ શરક અખતર સોઝ શુદ
સાઅતે વાઅદા જો આઇ દિન હુવા, | શર્કસે ખુરશીદ નિકલા નુર ઝા
દિન થયો ને જ્યારે તે આવી ઘડી, | સુર્યથી દુનિયા પ્રકાશિત થઇ ગઇ

[૯૦]

બુદ અંદર મનઝરા શેહ મુનતઝિર, | તા બ બીનદ આંચે બનમુદન્દ સિર
બાદશાહકા થા નિહાયત ઇનતિઝાર, | દેખીયે હોતા હે અબ કયા આશકાર
શાહ ઝરૂખે બેસી તેની દેખે વાટ, | કે નજર આવે મરદ જાયે ઉચાટ

(૯૧)

દીદ શખ્સે કામિલે પુર માયઈ,
ઉસને દેખા એક મરદે કામ્યાબ,
એક પ્રકાશિત પુરૂષ આવ્યો નજર,

આફતાબે દરમીયાને સાયઈ
સાયેમેં આતાહૈ મિસ્લે આફતાબ
અભ્રની છાયામાં સુરજ તેજતર

(૯૨)

મી રસીદ અઝ દુર માનિન્દે હિલાલ,
દુરસે આતા હે માનિન્દે હિલાલ.
દુરથી આવે છે તે જાણે હિલાલ,

નીસ્ત બુદો હસ્ત બર શકલે ખયાલ
વો હે પયદાઓ નિહાં મિસ્લે ખયાલ
કોઈ નથી ને છે તો છે જાણે ખયાલ

(૯૩)

નીસ્ત વશ બાશદ ખ્યાલ અંદર જહાં,
નીસ્ત બીં અકસર ખ્યાલાતે જહાં,
ખ્યાલ પર ફરતા જગતને દેખીલે,

તુ જહાને બર ખયાલે બીં રવાં
હન ખયાલેહામેં હે દુનિયા રવાં
જે જગતમાં નાસ્તિની પેઠ તે

(૯૪)

બર ખ્યાલે સુલ્હે શાનો જંગે શાં,
હે ખ્યાલોંહીપે સબકી સુલ્હો જંગ,
તેમનું છે લડવું મરવું ખ્યાલ પર,

બર ખ્યાલે નામે શાનો નંગે શાં.
હે ખ્યાલોંહીપે સબકા નામો નંગ.
આબરૂને નામ છે બસ ખ્યાલ પર.

(૯૫)

આં ખ્યાલાતે કે દામે અવલિયાસ્ત,
વો તખય્યુલ જો હે દામે અવલિયા
જે ખ્યાલોમાં ફંસાયે ઓલીયા,

અકસે મેહરૂયાંને બુસ્તાને ખુદાસ્ત.
અકસ હે હુસ્ને રિયાઝે ઝાતકા,
તે રવિ પ્રતિબિંબ ખુદાના બાગના

(૯૬)

આં ખ્યાલે રાકે શેહ દર ખ્વાબ દીદ,
શેહકો આયા ખ્વાબમેં જો થા ખ્યાલ,
સ્વપ્નમાં તે શાહે જે જોયો ખિયાલ,

દર રૂખે મેહમાં હમીં આમદ પિદીદ,
થા રૂખે મેહમાંમેં ઝાહિર હસ્બે હાલ.
તે બધો મેહમાનમાં જોયો તે હાલ.

(૯૭)

નુરે હક ઝાહિર બુવદ અંદર વલી,
નુરે હક ઝાહિર હે લેકિન આંખસે,
નુરે હકનુ ઓલીઆમાં દેખીલે,

નેકબીં બાશી અગર એહલે દિલી,
એહલે દિલકી દખ સકતે હૈં ઉસે.
જો હૃદય છે શુધ્ધ તો દેખીશ ત.

(૯૮)

આં વલીયે હક ચો પયદા શુદ ઝે દુર,
દુરસે જબ મર્દે હક ઝાહિર હુવા,
દુરથી જ્યારે વલી નજરે પડયો,

અઝ સરાપાયશ હમી મી રેખ્ત નુર.
થા સરાપાસે અયાં નુરે ખુદા.
નુર પગથી માથા સુધી તે હતો.

(૯૯)

શેહ બજાયે હાજીબાં દર પેશે રફત,
મિસ્લે દરબાં શાને ખુદ આગે બઢા,
શાહ ગયો સામો છડી દારોની રીત,

પેશે આં મેહમાને ગયબે ખ્વેશ રફત.
ગયબકે મહેમાનકો લેને ગયા.
ને તે ગેબી મેહમાં પ્રત્યે રાખી પ્રીત.

(૧૦૦)

ઝયફે ગયબી રા ચુ ઇસ્તિકબાલ કર્દ,
કરકે ઇસતિકબાલ મરદે ગયબકા,
જ્યારે અતિથિના સ્વાગતમાં ગયો,

ચુ શકર ગોઇ કે પેવસ્ત ઉબવર્દ.
ફુલ પર ગોયા શકરકી દી અદા
ખાંડનો ને ફુલનો સંગમ થયો.

(૧૦૧)

હર દો એહરે આશ્ના આમેઝ્તા. હરદો જાં બે દોખતન બરદોખતા.
દો સમન્દરથે કે બાહમ મિલ ગયે, દોનું વો આપસમેં પેવસ્ત હો ગએ.
તારા એક દર્યાના તે બંને મળ્યા, અણુ શાવેલા વસ્ત્ર સીવાઇ ગયાં.

(૧૦૨)

આં યકે ચું તિશ્નાહાં દીગર ચું આબ, આં યકે મખમુર વાં દીગર શરાબ.
એક પ્યાસા દુસરાથા મિસ્લે આબ, એક મખમુર ઓર એક જામે શરાબ.
એક તરસ્યો બીજો પાણીની મિસાલ, એક મસ્ત બીજો નિશો ઉતારે હાલ.

(૧૦૩)

ગુફ્તે માઅશુકમ તુ બુદસ્તી ન આં, લેક કાર અઝકાર ખેઝદ દર જહાં.
બોલા ઇસસે ઉસસે કુછ મતલબ નથા, હે મગર દુનિયામેં બાહમ વાસ્તા.
બોલ્યો મારો યાર છે તું, તે નહીં, કામથી એક કામ થાયે છે યહીં.

(૧૦૪)

અય મરા તુ મુસ્તુફા મન ચું ઉમર, અઝ બરાયે ખિદમતત બન્દમ કમર.
મુસ્તુફા તુ હે તો મેં મિસ્લે ઉમર, બાંધતા હું તેરી ખિદમતમેં કમર.
તું છે મારો મુસ્તુફા ને હું ઉમર, તારી સેવા માટે બાંધી છે કમર.

[ ૨ ]

જ્યારે બાદશાહે હકીમોને લાચાર થએલા જોયા ત્યારે ઉઘાડે પગે મસ્જીદમાં ગયો, ને તેની મેહરાબમા એટલો રડયો કે આંસુના દરીયામાં ડુબી ગયો. પછી જ્યારે હોશમાં આવ્યો ત્યારે ખુદાની બંદગી કરી કહેવા લાગ્યો, કે યા ખુદા તારી બખ્શિશો મારા ઉપર અપાર છે, તેં મને રાજ્ય આપ્યું છે. તું મારૂં ગુપ્ત જાણે છે. મારે કહેવાની કાંઇ જરૂર નથી. પણ તારો હુકમ છે કે હું માણસોની ગુપ્ત વાતો જાણું છું, છતાં માણસે પોતાની વિનતિ પોતાને મોઢે કરવી જોઇએ. તેથી હું મારી સ્થિતિ મારી જીભે તને જાહેર કરૂં છું. જો તારી જરા કૃપા થાય તો પછી આ હકીમો ને મારી હાલત બદલી જાય.

જ્યારે બાદશાહે આવા કાલાવાલા કર્યા, ત્યારે ખુદાની રહેમતનો દરીઓ જોશમાં આવ્યો ને બાદશાહને રડતાં રડતાં ઉંઘ આવી ગઇ. સ્વપ્નામાં તેને એક વૃધ્ધ માણસ નજરે પડયો ને તેણે કહ્યું કે કાલે સવારે જે માણસ તારી પાસે આવે, તેને અમે મોકલ્યો છે એમ જાણજે. તે પુરો અનુભવી ને અમાન છે. તે ઇલાજ કરશે ત્યારે તને જણાશે કે એ તે ઇલાજ છે કે નિર્મોધિત જાદુ છે. ને તને ખાતરી થશે કે ખુદાના કુદરતથી પળવારમાં શું નું શું થઇ જાય છે.

બાદશાહ સ્વપ્નામાંથી જાગ્યો ને તે દાસીના મંદવાડના કારણથી જાણે તેનો ગુલામ હતો તે આ આનંદમય સ્વપ્નું જોઇ રાજી રાજી થઇ ગયો, ને જાણે ગુલામ મટીને બાદશાહ થઇ ગયો.

સવારે તે માણસની રાહ જોતો બાદશાહ જરૂખામાં બેઠો હતો, એટલે સામેથી એક દુબળા સરખા માણસને આવતો જોયો તે જાણે અંધારામાં સુર્ય સમાન ને બીજના ચંદ્રમા જેવો હતો, જેમ બીજનો ચંદ્રમા અળાયો જેવો ઝીણો હોવાથી કદીક દેખાય છે ને કદીક દેખાતો બંધ થાય છે. તેમ એ દુબળા શરીર વાળો મહાત્મા પણ દુરથી આવતો એવો દેખાતો હતો કે ઘડીકમાં દેખાય ને ઘડીકમાં અદ્રશ્ય થઇ જાય

એવીજ રીતે દુનિઆનાં બધાં દ્રશ્યો પણ ભ્રમણા રૂપ છે. કદીક દેખાય છે ને કદીક અદ્રશ્ય થઇ જાય છે. કદીક પ્રેમ થાય છે ને કદીક લડાઇ થાય છે. જગતનું કારખાનું નકાર રૂપજ છે. ને તે માયા રૂપ ને ભ્રમણા રૂપ છે. પણ જે વિચારો ઓલીઆની જાળના છે ને તેમાં તેઓ લીન છે,

તે ખુદાના બગીચામાના ચંદ્ર મુખીની પ્રતિચ્છાયા જેવા છે ખુદાના જાત જાતના પ્રકાશ ઓલી-યાઓના અંતઃકરણ રૂપી દર્પણમા દેખા દે છે, ને તે નિત્ય ને દ્રઢ છે.

બાદશાહે સ્વપ્નામાં જે વિચાર કર્યો હતો તેજ તે ગેબી પુરૂષમાં દેખાયા, કેમકે જો આપણું અંતઃકરણ પ્રકાશિત હોય તો ખુદાનું નુર સારી રીતે જોઇ શકાય છે. બાદશાહ પોતાના મહેમાન ને માન આપવા માટે ચોબદારની પેઠે સામે ગયો. ને દર્શન કર્યા પછી તેની સાથે એવી રીતે મળી ગયો જેવી રીતે ગુલાબની સાથે ખાંડ મળીને ગુલકંદ થાય છે કે જે માંદપણાની દવા છે. બંને અર્થના દરીઆ હતા ને તેથી બંને એક બીજાના ગુપ્તને તરી ગયા. બંને શીવ્યા વગરના એક જીવ થઇ ગયા. બંનેમાંથી એક તરસ્યો હતો ને એક દરીઆંના પાણીની પેઠે પ્રવાસી હતો. એક મસ્ત હતો ને બીજો કેફ ઉતારી નાખનાર દારૂ હતો. બાદશાહે કહ્યું કે તું મારા હકમાં હઝરત મુસ્તુફા (સ. અ.) છે. ને હું હઝરત ઉમર (ર. અ,) છું. હઝરત ઉમર (ર. અ.) ઇસ્લામમાં દાખલ થાય તે માટે હઝરત રસુલે ખુદા (સ. અ.) એ દુઆ માંગી હતી. એવીજ રીતે મારે માટે દુઆ કરવા તમે પધાર્યા છો.

---

## વિવેકના વખાણ અને અવિવેકની નિંદા

---

(૧૦૫)

અઝ ખુદા જુયેમ તવફીકે અદબ
હકસે તવફીકે અદબકી હે દુઆ
ચાહું છું વિવેક હું અલ્લાહથી

બે અદબ મેહરૂમ માન્દ અઝ લુત્ફે રબ
બે અદબ મેહરૂમે લુત્ફે રબ રહા
હક કૃપા અવિવેકી ઉપર નથી

(૧૦૬)

બે અદબ તનહા ન ખુદરા દાસ્ત બદ
બે અદબ ખુદહી ન બંદ કિરદાર હે
બે અદબ પોતેજ કાંઇ બદતર નથી

બલકે આતિશ દર હમા આફાક ઝદ
બલકે દુનિયા ઉસસે આતિશ ઝાર હે
બલકે તેથી દુનિયા આફતમાં પડી

(૧૦૭)

માયદા અઝ આસ્માં દર મી રસીદ
ચર્ખસે હોતાથા નાઝિલ માયદા
આસ્માંથી મંનો સલ્વા રોજ રોજ

બે શિરાઓ બયઓ બે ગુફતો શનીદ
બે મશક્કત, બે તરદદુદ બે દુઆ
આવ્યું વણ માંગે વિના નાણાને બેજ

(૧૦૮)

દર મિયાને કવમે મુસા ચંદ કસ
કવમે મુસામેં જો થે કુછ બે અદબ
કવમમાં મુસાની અવિવેકી હતા

બે અદબ ગુફતન્દ કો સેરો અદસ
દાલ ઓર લેહસન લગે કરને તલબ
તે મસુરની દાળ લસણ માંગતા

(૧૦૯)

મુનકતા શુદ ખ્વાનો નાં અઝ આસ્માં
આસ્માંસે ફિર ન ઉતરા ખ્વાનોનાં
મંનો સલ્વા બંધ જ્યારે થઇ ગયા

માન્દ રંજે ઝરઓ બીલો દાસ્માં
હો ગયા રંજે ઝિરાઅત બેકરાં
તો બધા ખેતીની ખટ પટમાં પડયા.

(૧૧૦)

બાઝ મુસા ચું શકાઅત કરદે હક
ફિર જો ઇસાને સિફારશ હકસેકી
ઇસાએ હકને સિફારશ જ્યવ કરી

ખ્વાં ફિરસ્તાદો ગનીમત બર તબક
ખ્વાનકી નેઅમત દુબારા મીલ ગઇ
મન્નો સલ્વા આવવા લાગ્યા ફરી

(૧૧૧)

માયદા અઝ આસ્માં શુદ આયદા
ખ્વાન ફિર અહ્‍લાકસે નાઝિલ હુવા
આસ્માંથી કાં ન થાયે ફાયદા

ચું કે ગુફ્‌ત અનઝિલ અલયના માયદા
જબ કહા હમ પર ઉતાર અય કિબારિયા
કે કહે અનઝિલ અલયના માયદા

(૧૧૨)

બાઝ ગુસ્તાખાં અદબ બુગઝાસ્તન્દ
બે અદબ ગુસ્તાખ માનિન્દે ગદા
તવ અદબમાં કરવા લાગ્યા તે કમી

ચું ગદાયાં ઝિલ્લાહા બરદાસ્તન્દ
ટુકડે રખને લગ ગયે ઇરકે બચા
રાખતા ભીખારી પેઠે જાળવી

[૧૧૩]

કર્દ ઇસા લા બ ઇશાંરા કે ઇં
બોલે ઈસા યે હે ફઝલે એઝદી
ત્યારે ઇસાએ કહ્યું, તે કામનો

દાયમસ્તો કમ ન ગરદદ અઝ ઝમીં
યે ન કમ હોગા રહેગા દાયમી
જીવતર સુધી જમણ ઘટશે ન એ

(૧૧૪)

બદ ગુમાની કરદનો હિર્સ આવરી
હિર્સ કરના ઔર હોના બદ ગુમાન
ધારણા ખોટી અને લાલચનું કામ

કુફ્ર બાશદ નિઝદે ખ્વાને મેહતરી
કુફ્રે નેઅમત હે બ રબ્બે દો જહાન
છે ખુદાની પાસે કૃતઘ્ની તમામ

(૧૧૫)

ઝાં ગદા રોયાંને નાદીદા ઝે આઝ
થે નદીદે ઔર ભિકારી હિર્સ મન્દ
લોભ ને ભિક્ષા હતી તેમને પસન્દ

આં દરે રેહમત બર ઇશાં શુદ ફરાઝ
ઉનપે દરવાઝા હુવા રેહમતકા બન્દ
દ્વાર કૃપાનું થયું તે માટે બંધ

[૧૧૬]

નાનો ખ્વાં અઝ આસમાં શુદ મુનકતા
બંદ ફિર ખ્વાને ઇલાહી હો ગયા
મંનો સલ્વા આવવાનું બંધ થઇ

બાદ અઝાં ઝાં ખ્વાંન શુદ કસ મુનકતા
ફિર ન પહેંચા ઉસસે ઉનકો ફાયદા
ભુખે મરવા લાગ્યા ખોરાકી ગઇ

(૧૧૭)

અબ્ર બર નાયદ પએ મન્એ ઝકાત
બે ઝકાતીસે નહીં ઉઠતી ઘટા
વરસે ના વરસાદ, ના આપે જકાત

વઝ ઝિના ઉફતદ વબા અંદર જહાત
ઔર ઝિનાસે ફેલ જાતી હે વબા
મરકી આવે જો વધે વ્યભિચાર જાત

(૧૧૮)

હર ચે બર તુ આયદ અઝ ઝુલ્માતે ગમ
તુજપે યે તારીકીએ ગમ પય બ પય
શોક ને અંધકાર છાયે તુજ ઉપર

આં ઝે બેબાકી વ ગુસ્તાખીસ્ત હમ
તેરી ગુસ્તાખી વ બે બાકીસે હય
તારી બે અદબી સમજ રાખી ખબર

(૧૧૯)

હરકે બે અદ્બ કુનદ બર રાહે દોસ્ત
રેહઝને મરદાં શુદો નામર્દ ઓસ્ત

રાહે હકમે જ્સ્સે બે અદબી હુઈ
રેહઝને દુનિયા હે ઓર નામર્દ ભી

યારના મારગમાં નિડરતા કર
મર્દ ના લુટારૂ તે નામર્દ છે

(૧૨૦)

અઝ અદબ પુરનુર ગશ્તસ્ત ઈં ફલક
વઝ અદબ માઅસુમો પાક આમદ મલક

હે અદબહી સે યે ગરદું તાબનાક
સબ ફરિશ્તે ઇસસે હૈં માઅસુમો પાક

છે અદબથી દેખો પ્રકાશિત આકાશ
છે ફરિસ્તા સભ્યતાથી પાક ખાસ

(૧૨૧)

બુદ ઝે ગુસ્તાખી કુસુફે આફતાબ
શુદ અઝાઝીલે ઝે જુરઅત રદ્દે બાબ

વજહે ગુસ્તાખી હે સુરજકા ગહન
જુરઅતે શયતાં બની નોકે મહન

છે ગ્રહણ સુરજનું બે અદબીનું ફળ
ને થયો શયતાં એ કારણથી વિફળ

(૧૨૨)

હરકે ગુસ્તાખી કુનદ અંદર તરીક
ગર્દદ અંદર વાદીએ હેરત ગરીક

બે અદબ રાહે ખુદામેં જો હુવા
વાદીએ હેરતકી તેહમેં જા પડા

જે તરીકતમાં કરે અસભ્યતા
રણમાં હેરતના ભટકતો રહે સદા

(૧૨૩)

હાલે શાહો મેહમાં બરગો તમામ
ઝાંકે પાયાને ન દારદ ઈ કલામ

હાલે શાહો મેહમાં લિખ્ખો તમામ
ખત્મ યે તો હો નહીં સકતા કલામ

શાહના મેહમની કહે હાલત તમામ
પુર્ણ જેથી થાય આ સુંદર કલામ

( ૩ )

મવલાના ફરમાવે છે, કે અમારી હમેશા ખુદાથી એ દુઆ છે કે તું વિવેક આપ કેમકે 'બે અદબ બે નસીબ, બા અદબ, બા નસીબ' અવિવેકી માણસ ખુદાની કૃપાથી બે નસીબ રહે છે. અરે તે એકલોજ બે નસીબ રહે તો ખેર, પણ તેના છાંટા બીજાને પણ ઉડે છે ને આખા જગતને બાળીને ભસ્મ કરી નાંખે છે.

હઝરત મુસા [અ.] ના ઉમ્મતીઓ માટે વગર માગે ને વગર કીમતે ખાસું તઈયાર જમણ આકાશમાંથી આવતું હતું. જેને મંનો સલ્વા કહેતા હતા. વ અન્ઝલ્નાં અલયકુમુલ્લ મન્ના વસ્સ-લવા પણ તેમની ઉમ્મતના કેટલાક અવિવેકી માણસોએ શિકાયત કરી, કે અમને રોજને રોજ એકજ જમણ ભાવતું નથી, અમારે તો લસણ મસુર વગેરે પણ વારા ફરતી જોઈએ. કુરાન શરીફમા છે, કે તેમણે માંગણી કરી કે મન બકલિહા, વ કિસ્સાએહા, વ ફુમહા, વ અદસહા, વ બસલહા' આવી થોડાક લોકોની બેઅદબીના કારણથી આકાશમાંથી જે ભાણું આવતું હતું, તે બંધ થઇ ગયું અને ખેતી કરી પેટ ભરવું પડયું ને પાવડા દરાંતી વગેરેનો ઉપયોગ કરવો પડયો.

પછી હઝરત ઈસા (અ. સ.) નો સમય આવ્યો એટલે તેમના હવારીઓની વિનંતી પરથી ખુદાની દરગાહમાં અરજ કરી કે એ થાળ પાછો આવે, એવી કૃપા કર. તે પરથી એ થાળ ઉત રવા લાગ્યો, જેમાં રોટલી શેકેલું માંસ, માછલા, મધ, સિરકો, વાટેલું મીઠું ને મરચાં પણ આવતાં હતાં. એ બધી વસ્તુઓ વાદળના એક થાળમાં મુકી તે ઉપર વાદળનો બીજો થાળ ઢાંકી આવવા લાગ્યો, પણ એમની ઉમ્મતમાં પણ કેટલાક અવિવેકી હતા. તેમણે ભીખારીની પેઠે બીજા દીવસ માટે સંતાડી રાખવા માંડ્યું. હઝરતે ફરમાવ્યું કે ખુદાએ મારી વિનતી સાંભળી "રબ્બના અન્ઝિલ

અહ્દે જો હું તેનું નામ પણ લેત તો કાફિર થઇ જાત શું હું જાણતો નથી કે દુષ્ટના વખાણથી અર્શ કંપે છે ! ને પરહેજગાર માણસ એવા કષ્ટનાં વખાણ કરીએ તો શંકાશીલ થાય છે.

માટે ખુદા જેને બોલાવે છે તેને ઉચ્ચ પદવી તરફજ બોલાવે છે તે તારો એક જીવ લેશે તો સો જીવ આપશે અને પોતાની પાસે બોલાવીને એવી બખ્શિશ આપશે જેનો તને વિચાર પણ આવ્યો નહિ હોય.

ખુદા કોઇના ઉપર કોપ કરે છે તો તેનું કલ્યાણ કરવા માટે કરે છે. કેમકે તે તો દયાનો ભંડાર છે. બાળક, હજામને જોઇને રડે છે પણ મા તેનો ફાયદો જાણે છે માટે બાળકના રડવાથી રાજી થાય છે, માણસને આપણે કષ્ટ આપીએ પણ ખુદા કોઇને કષ્ટ આપતો નથી તેના કેરમાં તો સેંકડો લાભો છુપાએલા છે, હું તને એક કિસ્સો કહું છું તે સાંભળ.

---

## ગાંધીની હિકાયત અને તુતીએ તેલ ઢોળી નાંખ્યું તેનું વર્ણન

---

( ૧૦ )

| | |
|---|---|
| ૩૦૭ | |
| બુદ બકકાલે મગઉરા તુતીયે | ખુશ નવાએ સબઝે ગોયા તુતીયે |
| પાસ એક બનિયેકે તુતી એક થા | ખુશ કલામો સબ્ઝ રંગો ખુશ નવા |
| એક સરઇયા પાસે એક તુતી હતી | ખાસ સુભાષા ને લીલા રંગની |
| ૩૦૮ | |
| બર દુકાં બુદે નિગેહબાને દુકાં | નુકતા ગુફતે બા હમાં સોદાગરાં |
| વો દુકાં પર થા નિગેહબાને દુકાં | ગાહકોંસે બાતેં કરતા બેગુમાં |
| તે હતી રખવાળ તે દુકાનની | ગ્રાહકોથી કરતી તે વાતો ઘણી |
| ૩૦૯ | |
| દર ખિતાબે આદમી નાતિક બુદે | દર નવાએ તુતીઆં હાઝિક બુદે |
| આદમી કોબલી વો લેતાથા પુકાર | મિસ્લે તુતી રહેતાથા વો નગમા બાર |
| માણસોની બોલી તેને યાદ હતી | તુતીઓમાં તેની પ્રતિષ્ઠા હતી |
| ૩૧૦ | |
| ખ્વાજા રોઝે સુએ ખાના રફતા બુદ | બર દુકાં તુતી નિગેહબાની નમુદ |
| ઘર ગયા થા એક દિન સાહેબ દુકાં | ઓર તુતીને હિફાઝત કી વહાં |
| વાણીયો એક દિન ગયો પોતાને ઘેર | તુતીને દુકાનની સોંપી ફિકર |
| ૩૧૧ | |
| ગુરબએ બર જસ્ત નાગાહ અઝ દુકાં | બેહરે મુશી તુતીયક અઝ બીમે જાં |
| નાગહાં ચુહે પે એક બિલ્લી ગિરી | ખોફસે તુતીકી જાંપર બન ગઇ |
| કુદી ઉંદર જોઇને બિલ્લી તહાં | તુતી ડરવા લાગી ત્યારે ભેજમાં |
| ૩૧૨ | |
| જસ્ત અઝ સદરે દુકાં સુએ ગુરેખ | શીશાહાએ રોગને બાદામ રેખ્ત |
| એક તરફ ભાગી વો અપની જગાહસે | રોગને બાદામકે શીશે ગીરે |
| નાસીને એક બાજુએ છુપી ગઇ | ત્યાં પડી કુલ્લેલની એક હાંલ્લી |

૩૧૩

અઝ સુએ ખાના બયામદ ખાજા અશ
ઘરસે આયા લોટકર સાહિબ દુકાં
વાણીઓ પાછો ફર્યો જવ ઘર થકી

બર દુકાં બિનશિસ્ત ફારિગ શાદો ખુશ
બેઠા વો અપની દુકાંપર શાદમાં
બેઠો દુકાને તે આનંદીત થઇ

૩૧૪

દીદ પુર રોગન દુકાનો જાશ ચર્બ
દેખા રોગનસે દુકાં બિલકુલ હે તર
તેલથી દુકાનને તરબોળ જોઇ

બર સરશ ઝદ ગશ્ત તુતી કલ ઝે ઝર્બ
કર દિયા તુતીકો ગંજા મારકર
તુતીને મારી અને ગંજી કરી

૩૧૫

રોઝ કે ચંદે સખુન કોતહ કર્દ
માર ખાકર હો ગયા તુતી ખમોશ
બોલવું તુતીએ જયારે કમ કર્યું

મર્દે બક્કાલ અઝ નદામત આહ કર્દ
જીસકી ચુપસે ગુમ હુવે બનીયેકે હોશ
ગાંધીએ ત્યારે કર્યું રૂદન શરૂ

૩૧૬

રીશ બરમીકંદો મી ગુફ્ત અય દરેગ
નોચતા થા ડાઢી ઓર કેહતાથા હાય
દાઢી પીખીને નિસાસા નાંખતો

કફતાબે નેઅમતમ શુદ ઝેરે મેઘ
છુપ ગયા નેઅમતકા વો ખુરશીદ વાય
બોલ્યો વાદળમાં શશી છુપાઇ ગયો

૩૧૭

દસ્તે મન બિશકસ્તા બુદે આ ઝમાં
ટુટ જાતા હાથ મેરા ઉસ ઘડી
હાથ તુટ્યો હોત મારો તે ઘડી

ચું ઝદમ મન બર સરે આં ખુશ ઝબાં
મેંને જબ તુતી કે સર પર ચોબ દી
હું તમાચો તેને ન મારત કદી

૩૧૮

હદિયા હા મીદાદ હર દુરવીશ રા,
નઝરેં દેતાથા વો હર દુરવીશકો,
દાન દરવેશોને લાગ્યો આપવા,

તા બયાબદ નુત્કે મુર્ગે ખીશરા
તા ખુલ દે તુતીએ દીલ રીઘકો
કે કરે આરંભ તુતી બોલવા

૩૧૯

બાઅદ સે રોઝો સે શબ હયરાનો ઝાર,
તીન દીન ઓર રાત સર ગરદાનો ઝાર,
ત્રણ દિવસ ત્રણ રાત તે દુઃખી થયો,

બર દુકાં બિન શિસ્ત બુદ નોમી દવાર
બેઠા વો અપની દુકાં પર બે કરાર
હાટ પર દિલગીર થઇ બેસી રહયો

૩૨૦

બા હઝારાં ગુરસઓ ગમ ગશ્ત જુફ્ત,
ગુરસઓ ગમ ખાકે કહતા થા કે અબ,
શોકમાં ડુબેલો શોકાતુર તે,

કયે અજબ ઇં મુર્ગ કય આયદ બગુફ્ત
કિસ તરહ બોલે યે તુતી હય અજબ
ક્યારે તુતી બોલે એવી ઇચ્છા છે

૩૨૧

મી નમુદ આં મુર્ગરાં હરગું શિગુફ્ત,
કરતા થા ઇરકો શિગુફ્તા ગો હઝાર,
રાજી કરતો તુતીને હર રીતથી,

વઝ તઅજ્જુબ લબ બદન્દાં મી ગિરફ્ત
દાબતાથા મુંહમેં ઉંગલી બાર બાર
હોઠ પોતાના કરડતો હર ઘડી

૩૨૨

દમ બદમ મી ગુફ્ત અઝ હર દર સખુન,
ઇસસે નોહ હર તરાહકી કરતાથા બાત
હર ઘડી તુતીની આગળ બોલતો,

તાકે બાશદ કન્દર આયદ દર સખુન
ખામોશી સે શાયદ ઇસકો હો નજાત
બોલે કાંઇક તુતી એવું ઇચ્છતે

૩૩૩

હર દો શું ઝમ્બુર ખુરદન્દ અઝ મહલ
ભિડને ઓર મખ્ખીને રસ એકજા લિયા
મક્ષિકા ચુસે છે બંને એક ચીજ

લેક શુદ ઝાં નેશ ઝાં દીગર અસલ
એકસે નેશ ઓર શહેદ એકસે બના
દંશ વસ્તુ એકની, મધ એકનીજ

૩૩૪

હર દો ગું આહુ ગયા ખુ દન્દ આબ
દો હરન પીને હંય પાની એક જા
ઘાસ પાણી ખાય હરણાં બંને એક

ઝીં યકે સુરગીં શુદો ઝાં મુશ્કનાબ
એકસે મુશ્ક એકસે ગોબર બના
લીડી એક થી કસ્તુરી બીજાથી દેખ

૩૩૫

હર દો ને ખુરદન્દ અઝયક આબ ખુર
ગો બઢે થે બાંસ દોનો એક જા
બંને પાણી એક કુવાનું પીયે

આં યકે ખાલી વ આં પુર અઝ શકર
એકમેં શકકર થી ખાલી દુસરા
વાંસ થાયે શેરડી પણ એથી છે

૩૩૬

સદ હઝારા ઇં ચુનીં અશબાહ બીં
અયસીહી લાખોં મિસાલેં હંય ગવાહ
છે અસંખ્ય એ વાતો જાણે દાખલા

ફરકે શાં હફતાદ સાલા રાહ બીં
જીન્મેં સત્તર સાલકા હૈ ફર્ક રાહ
માર્ગો બંનના છે જુદા જુદા

૩૩૭

ઇં ખુરદ ગરદદ પલીદી ઝું જુદા
યે જો ખાયે તો હો પયદા ગંદગી
ખાય મળ ને મુત્ર એકના ખધ્ધથી

વાં ખુરદ ગરદદ હમા નુરે ખુદા
વો જો ખાયે તો બને નુરૂલહી
નુર અલ્લાહનું બને છે અન્યથી

૩૩૮

ઇં ખુરદ ઝાયદા હમા બુખલો હસદ
યે જો ખાયે તો બઢે બુખ્લો હસદ
ખાય આ કૃપણ ને ઇર્ષાળુ બને

વાં ખુરદ ઝાયદ હમા નુરે અહદ
વોહ જો ખાએ તો મિલે નુરે અહદ
તેને ખાએ નુર અલ્લાહનું બને

૩૩૯

ઇં ઝમીને પાકો આં શોરસ્તો બદ
યે ઝમીં હય પાક વો ખિત્તા હય બદ
ધરતી આ છે પાક તે ખારી જમીં

ઇં ફરિશ્તા પાકો આં દેવસ્તો દદ
યે ફરિશ્તા ઓર વોહ હય દેવો દદ
આ ફરિશ્તા પાક તે રાક્ષસ નઠો

૩૪૦

હર દો સુરત ગર બહમ માનદ રવાસ્ત
સુરતેં દોનોં રહેં તો હય બજા
પાણી ખારૂં હોય કે મીઠું મગર

આબે તલખો આબે શીરીં રા સફાસ્ત
મીઠે ખારી દોનોં પાની હંય સફા
બંનેનો દેખાવ સરખો સર બસર

૩૪૧

જુઝ કે સાહબ ઝવક કે શનાસદ બયાબ
સાહબે ઝવક ઇસસે હય સિર્ફ આસ્ના
જેની સ્વાદેન્દ્રિય સાબિત હોય છે

ઉશ નાસદ આબે ખુશ અઝ શોરા આબ
તલખો શીરીં આબકો હય જાનતા
ખારા મીઠામાં કરે વિવેક તે

૩૪૨

જુઝકે સાહબ ઝવક કે શનાસદ તઉમ
જો હય એહલે ઝવક વો હય જાનતા
જેની સ્વાદેદ્રિય કાયમ હોય છે

શહેદરા ના ખુરદા હય દાનદ કે મોમ
શહેદકો હય મોમસે હે પેહ છાનતા
મીણ મધને તે ખરેખર ઓળખે

૩૪૩

સેહરરા બા મોઅજીઝાં કરદા કયાસ
મોઅજીઝેકો સહેર પર કરકે કયાસ
મોજિઝાને આપે તે જાદુનું નામ

હર દોરા બર મક્ર બિનહાદા ઇસાસ
મક્ર પર દોનોંકી રખદી હય અસાસ
જાદુગરને અંબીયા સમઝે સમાન

૩૪૪

સાહેરાં બા મુસા અઝ અસતીઝ હા
જબ લડે મુસાસે સાહિર બે નવા
જાદુગર મુસાથી લડવા આવીયા

બર ગિરફતા ચું અસાએ ઉ અસા
એક અસા ઉનકે અસા સા લે લિયા
જ્યેષ્ટિકા મુસાની પેઠે લાવિયા

૩૪૫

ઝીં અસા તા આં અસા ફરકીસ્ત ઝરફ
ઇસ અસા ઔર ઉસ અસામેં ફર્ક હય
ફેર બંને જ્યેષ્ટિકામાં છે ઘણો

ઝીં અમલ તા આં અમલ રાહે શગર્ફ
ઇસ અમલ ઔર ઉસ ફિઝામે ફર્ક હય
ફેર એ બંને અમલમાં જાણજે

૩૪૬

લાઅનતુલ્લા ઇં અમલરા દર કફા
ઇસ અમલ પર લાઅનતેં અલ્લાહકી
'લાઅનતુલ્લાહ' આ અમલ પર સઉ કરે.

રહેમતુલ્લાહ આં અમલ રા દર વફા
ઉસ અમલપર રેહમતેં અલ્લહકી
"રેહમતુલ્લાહ" તે અમલપર સૌ પડે

૩૪૭

કાફિરાં અંદર મરી બુઝીના તબઅ
ફિતરતે કુફફાર બંદરકી સી થી
વાંદરાની છે નકલ, સરખામણી

આફતે આમદ દરને સીના તબઅ
વો તબીઅત સીનેમેં આફત બની
કાફિરોની બુદ્ધિ છે લજ્જામણી

૩૪૮

હરચે મરદુમ મી કુનદ બુઝીના હમ
કરતે હંય બંદરકી નકલે આદમી
માણસોની પેઠે વાનર પણ કરે

આં કુનદ કઝ મર્દ બીનદ દમ બ દમ
દેખ લેતે હંય જો કરતે હંય વોહી
જેવું જુએ તેવું તે કરશે ખરે

૩૪૯

ઉ ગુમાં બુરદા કે મન કરદમ ચુ ઉ
જાનતે હંય નકલ કરલી ઠિક યકાં
જાણે છે કરીએ છીએ નરની મિસાલ

ફર્ક રા કે બીનદ આં અસતીઝા જુ
ફર્ક વો મેહસુસ કર સકતે નહીં
ફેર શો છે તે ન જાણે તે કુચાલ

૩૫૦

ઇં કુનદ અઝ અમ્ર વાં બહેરે સતીઝ
હુકમસે કરતા હય એક, એક હિર્સસે
આજ્ઞાથી તે કરે, આ જંગથી

બર સરે અસતીઝા રૂયાં ખાક બીઝ
ખાક એહલે હિર્સ પર તુ ડાલ દે
ધુળ નાંખો જંગથી કરતા થકી

૩૫૧

આં મુનાફિક, બા મુવાફિક દર નમાઝ
હો મુવાફિકસે મુનાફિક હમ નમાઝ
જે ગુજારે છે મુનાફિકો નમાજ

અઝ પયે અસતીઝા આયદ નય નયાઝ
આયગા લડનેકો, ને બેહરે નિયાઝ
ને મુવાફિકથી લડે છે જાણ આજ

૩૫૨

દર નમાઝો રોઝઓ હજ્જો ઝકાત
હોં નમાઝો રોઝા યા હજ્જો ઝકાત
હજ અને રોઝા નમાઝો ને ઝકાત

બા મુનાફિક મોમિનાં દર બુરદે માત
સબમેં મોમિનસે મુનાફિકો હય માત
લાભ મોમિનને મુનાફિકને તો બધ

૩૫૩

મોમિનાં રા બુર્દ બાશદ આકિબત
મોમિનોંકી બુર્દ કયા હય આકિબત
મોમિનોંને આકેબતમાં જીત છે

બા મુનાફિક માત અંદર આખિરત
દુસરોંકી માત કા ઘર આખિરત
ને મુનાફિક આખિરતમાં હારશે

૩૫૪

ગરચે હરદો બર સરે યક બાઝિઅન્દ
એક ઇન દોનોંકે હંય ગો એકસે
જો કે બંને એક શેત્રંજમાં રમે

લેક બાહમ મરગઝી વ રાઝી અન્દ
મરગઝી યેહ હય વો રાઝી હય વલે
બંને વચ્ચે પુર્વ પશ્ચિમ ફેર છે

દ૫૫

હરયકે સુએ મકામે ખુદ રવદ
દોનોં અપની અપની જાનિબ જાઇંગે
ચાલે છે નિજના મુકામો પર દરેક

હર યકે બર વફક નામે ખુદ રવદ
અપને અપને નામકા ચમકાઇંગે
ચાલે છે પોતાના નામો પર પ્રત્યેક

૩૫૬

મોમિનશ ખ્વાનન્દ જાનશ ખુશ શવદ
જબ કહેં મોમિનતો ખુશહો ઉસકી જાન
તેને જો મોમિન કહે તો રાજી થાય

વર મુનાફિક તુન્દો પુર આતિશ શવદ
હો મુનાફિક કેહનેસે ના શાદમાન
ને મુનાફિક કહીએ તો તે તો ચિડાય

૩૫૭

નામે આં મેહબુબ અઝ ઝાતે વેયસ્ત
ઉસકા નામ ઉસ ઝાતસે મેહબુબ હય
નામ પ્યારૂં તેનું તેની જાતથી

નામે ઇં મબગુઝ ઝાફાતે વેયસ્ત
ઇસકા નામ આફાતસે મબગુબ હય
નામ દુષિત તેનું તો દુર્ગુણ થકી

૩૫૮

મીમો વાવો મીમો નું તશરીફ નેસ્ત
મીમો વાવો મીમો નું તશરીફે ખાસ
અક્ષરોમાં છે ન મોમીનની વડાઇ

લફ્ઝે મોમિન જુઝ પયે તારીફે નીસ્ત
લફ્ઝે મોમિનમેં હય એક તારીફ ખાસ
શબ્દ મોમિનમાં ફકત જાણો વડાઇ

૩૫૯

ગર મુનાફિક ખ્વાનીયશ ઇંનામે દું
હય મગર લફ્ઝે મુનાફિકકા યે હાલ
જો મુનાફિક કહીએતો તેને એ નામ

હમચુ કઝદમ મી ખલદ દર અંદરૂ
દિલમેં ચુભ જાતા હય બિચ્છુકી મિસાલ
કરડે વીંછી પેઠે ને દુઃખ દે તમામ

( ૧ )

એક સરઇયાની પાસે મીઠું બોલનાર લીલા રંગની તુતી હતી. તે દુકાનનું રક્ષણ કરતી ને ગ્રાહકોની સાથે મીઠું બોલી રાજી કરતી હતી. તે માણસોની પેઠે વાચાળ હતી, ને તુતીઓમાં તેની વાત સત્ય મનાતી હતી. એક દિવસ સરઇયો ઘેર ગયો હતો, ને તુતી દુકાન જાળવતી હતી તેવામાં ઉંદરને જોઇને એક બિલાડી કુદી, એટલે તુતી બીકના કારણથી ઉડીને સંતાવા ગઇ. તે

બદામના તેલનો શીશો ફુટી ગયો. જ્યારે વેપારી ઘેરથી આવ્યો તો તેણે જોયું કે તેલ ઢોળયું છે, બધી દુકાન ચીકણી થઇ ગઇ છે. એટલે તેણે ગુસ્સે થઇને તુતીના માથા પર એક તમાચો માર્યો તેથી તેના માથાના વાળ ઉખડી ગયા ને ટાળ પડી ગઇ.

આથી તુતીએ બોલવાનું બંધ કર્યું આથી વેપારીને ઘણી દિલગીરી થઇ જંખવાણો થઇ દાઢી પીંખીને કહેવા લાગ્યો કે બખ્શિશનો સુર્ય ઢંકાઇ ગયો. મારા હાથ કપાઇ ગયા હોત તો સારૂં થાત કે તુતીને મારત નહિં. પછી તે ફકીરોને દાન આપવા લાગ્યો. કે તેમની આશિષથી તુતી બોલતી થાય. તુતીની આગળ નાના પ્રકારની વાતો કરતો ને જાત જાતનાં ચિત્રો દેખાડતો; કે જેથી તે બોલે એવી રીતે દુકાન પર ત્રણ રાત્રિ દિવસ શોકાતુર બેસી રહયો. એવામાં એક ફકીર માથે ટાળ પડેલી તે તરફ આવ્યો. તેને જોઇ તુતી બોલી ઉઠી કે હે ગંજા તું શી રીતે ગંજો થયો ? શું તેં પણ તેલનો શીશો ફેડી નાખ્યો હતો ? આ વચન સાંભળીને બધા હસવા લાગ્યા કે તુતીએ પોતાના જેવો એને પણ સમજી લીધો.

માટે પવિત્ર માણસોને પોતાના જેવા ન સમજવા જોઇએ. ફારસી લિપિમાં શીર (દુધ) ને શેર (સિંહ) ની જોડણી એકજ છે. પણ બંનેના ગુણ જુદા છે આજ કારણથી જગત ભુલું પડયું છે, ઘણાજ ઓછા માણસો ખુદાના બન્દાઓને ઓળખે છે જો કે તેઓ પણ આપણામાંજ ભળી ગએલા છે. લોકોએ નબીઓના બરાબરીનો દાવો કર્યો ને ઓલીઆઓને પોતાની બરાબર ગણ્યા ને કહયું, કે એ પણ માણસ છે ને અમે પણ માણસ છીએ. આહાર નિદ્રામાં સમાન છીએ. કેમકે કુરઆનમાં પેગંબરો માટે કહયુ છે કે 'તમે પણ અમારી પેઠે માણસ છો? વળી બીજે ઠેકાણે કહ્યું છે કે 'આ રસુલ કેવા કે ખાય છે પીએ છે ને બજારોમાં ફરે છે'

એ આંધળાઓ બરાબરીનો દાવો કરે છે. પણ એમનામાં ને અમારામાં જે ફેર છે તે સુઝતો નથી. જુઓ કે માંખો બે જાતની છે. ને એકજ ઠેકાણેથી તેમને પોષણ મળે છે, છતાં એકમાંથી મધ થાય છે ને બીજીમાંથી દંશ. મૃગ બે જાતના છે રૂપ રંગમાં સરખા ને એકજ ખેતરમાં ચરે છે, છતાં એક લીંડીઓ કરે છે ને એકમાંથી કસ્તુરી થાય છે.

જગતના બધાં મનુષ્યેનો સામાન્ય ખોરાક એકજ છે, છતાં સામાન્ય લોકોમાં મળમુત્ર થાય છે, ને પવિત્ર લોકોમાં ખુદાનો પ્રકાશ પેદા થાય છે. સામાન્ય માણસોમાં કૃપણતા ને ઇર્ષ્યા પેદા થાય છે, ત્યારે પવિત્ર લોકોમાં ખુદાનું નુર પેદા થાય છે. જેવી ધરતી હોય તેવું ફળ થાય છે 'પવિત્ર લોકો ફરિસ્તા જેવા પવિત્ર ને નિરપરાધી છે ને સામાન્ય લોકો રાક્ષસ ને હિંસક પશુઓ જેવા છે, જો કે રૂપ રંગે સમાન છે, પાણી ખારૂં હોય કે મીઠું બંને પારદર્શક છે. પણ પીવાથી ખબર પડે છે કે આ ખારૂં છે ને આ મીઠું છે. સ્વાદેયન્દ્રિય તીવ્ર હશે તોજ મધ ને ભાણમાં ફેર છે તે જાણી શકશે.

એવીજ રીતે અવિવેકી લોકોએ જાદુ ને મોજિજાને સમાન ગણ્યા. જયારે હઝરત મુસા (અ.સ.) એ ફિરઓનને યદે બેજા ને અસાનો મોજિજો દેખાડયો, ત્યારે તે કહેવા લાગ્યા કે એતો જાદુ છે, પણ જયારે જાદુગરોએ જોયું કે હઝરત મુસા (અ. સ.) ની લાકડી તો મોટો સાપ બની જાય છે, ત્યારે તેમણે પણ લડાઇની વખતે લાઠીઓ ઝાલી ને જાદુના બળથી ચાલતી દેખાઇ; પણ પોતાની લાકડીને હઝરત મુસા (અ. સ.) ની લાઠીમાં ફેર છે તે સમજયા નહિ. તેમના એ કામ ઉપર ખુદાની લાનત છે, ને તે મોજિજા પર ખુદાની રહેમત છે.

કાફિરોના જઠર લોભથી વાંદરાના જેવાં થઇ ગયાં છે, તેથી વાંદરાની પેઠે જલદી જલદી ખાય છે ને ગલોફાં ભરી લે છે, વળી તે માણસોની પેઠે નકલ કરે છે. તેથી જાણે છે કે અમે માણસની બરાબર છીએ, પણ માણસમાં ને તેમનામાં શો ફેર છે તે જાણતા નથી એવીજ રીતે પવિત્ર માણસો જે કામ કરે છે તે ખુદાની આજ્ઞાથી કરે છે ને કાફિરો લડવા માટે કરે છે તેવીજ

રીતે મુનાફિક માણસ મુસલમાનોની પેઠે નમાઝ પઢે છે, પણ તે ખુદાને માટે પઢતો નથી પણ લડવા માટે પઢે છે, તેમજ હજ, જકાત, રોજા બધામાં તેનો ઇરાદો લડવાનોજ હોય છે, આવી રીતે રંત્રંજની એક તરફ મુનાફિક છે ને બીજી તરફ મુવાફિક છે મોમિનની આખતમાં જીત છે, ને મુનાફિકની હાર છે, એક મરગજી ને બીજો રાજી છે. ઇમામ ફખરૂદ્દીન રાજી ઇલ્મે કલામના સ્થાપક] મુનાફિકનું ઠેકાણું દોજખ ને મોમિનનું ઠેકાણું જન્નત છે.

મોમિનને મોમિન કહો તો ખુશ થાય છે, જાણે કળી ખીલી ગઇ, મુનાફિક ને મુનાફિક કહો તો નારાજ થશે જાણે આગ પર બેસાડી દીધો મોમિનનું નામ તેની જાતથીજ વહાલું છે, ને મુનાફિકનું નામ તેને લાગેલી આફતોના કારણથી અણગમતું છે, જો મોમિનને મુનાફિક કહી પોકારો તો વીંછી કરડયા જેવી વેદના થશે.

---

૩૬૦

ગર ન આં નામ ઇશતિકાકે દોઝખસ્ત
પસ ચરા દર વે મઝાકે દોઝખસ્ત
પર નહિં મસ્તક જહન્નમસે યે નામ
કયોં મઝાકે દોઝખ ઉસમેં હય તમામ
જો મુનાફિક નામ દોઝખથી નથી
તો અસર એમાં છે કેમ દોઝખ તણી

૩૬૧

ઝસ્તીયે ઈ નામે બદ અઝ હર્ફનીસ્ત
તલખીએ આં આબે બેહરઝ ઝર્ફનીસ્ત
હર્ફસે ઇસ નામકી ઝસ્તી નહીં,
તલખ પાની ઝર્ફસેભી હય કહીં
દુષ્ટતા નામોના અક્ષરમાં નથી,
પણી ખારૂં પાત્ર સંગતથી નહીં

૩૬૨

હર્ફે ઝર્ફ આમદ દરૂં માઅની ચુઆબ,
બેહરે માઅની ઇન્દહુ ઉમ્મુલ કિતાબ
હર્ફ હંય જું ઝર્ફ માઅની મિરસેઆબ
હય સમન્દરકી મિસલ ઉમ્મુલ કિતાબ
અક્ષરો છે પાત્ર અર્થ એનો છે આબ,
જાણે સાગર છે કલામુલ્લાહ કિતાબ

૩૬૩

બેહરે તલ્ખો બેહરે શીરીં હમ ઇનાં,
દરમીયાં શાં બરઝખુલ્લા યબગેયાં.
તલ્ખો શીરીં બહેર હંય દોનોં રવાં,
બીચમેં હય હદ્દે ફાસિલ એક અયાં.
મીઠી ખારી જાણવી નદીઓ સમાન,
બંને વચ્ચે જાણજો પરદો નિદાન

૩૬૪

વાંકે ઇં હરદો ઝે યક અસલે રવાં,
દર ગુઝર ઝીં હરદો તા અસ્લે આં
ચુકે યે દોનોં હંય અસલન ખુદ રવાં,
ઇનકે માઅની તક પહોંચ જા બે ગુમાં
એક મુળથી નીકળે બંને નદી
છોડી એ બંનેને દે, મળ ભાવથી

૩૬૫

ઝારે કલ્બો, ઝરરે નેકો દર અયાર,
બે મહક હરગિઝ ન દાની ઝેઅતિબાર
યે હય ખાલિસ યા હય સોના મેલદાર,
બે કસોટી કે ન હોગા એતિબાર
છે ખરૂં કે ખોટું સોનું જાણવા,
વિણ કસોટી જાણીએ શા પેર આ?

૩૬૬

હર કિરા દર જાં ખુદા બિન હદ મીહક.
હર યકીં રા બાઝ દાનદ ઊ ઝે શક
રૂહકી જીરકો કસોટી દે ખુદા,
શકકી જા ઉસમેં યકીં ભર જાયગા
સત્ય જેને હક તઆલાથી મળે.
તેને શંકા કાંઇ નવ બાકી રહે.

૩૬૭

આંચે ગુફત તિસતફતે ફલબિક મુસ્તુફા,
પુછ દિલસે કેઠ રહે હંય મુસ્તુફા,
પુછ ફતવો બુદ્ધિથી બોલ્યા નબી,

આં કસે દાનદ કે પુર ખુ અઝ વફા
ઇસ્કો વો સમઝે જો હો ઓહલે વફા
સમજે તેને બા વફા માણુસ નકી

૩૬૮

દર દહાને ઝિન્દા ખાશાક અર જેહદ,
ઝિંદા કે મુહમેં જો તિનકા જા પડે,
જો તણખલું જીવનના મુખમાં પડે,

આંગે આરામદ કે બીરૂનશ નેહદ
ગર ન થુકે ચેન કબ આયે ઇસે
ચેન ચુંકયા વિણ તે પામે શી રીતે?

૩૬૯

દર હઝારાં લુક્મા યક ખાશાકે ખુર્દ
સેંકડોં લુકમોંમે તિનકા મુખતસર,
એક તણુ જો સેંકડો કોળીયામાં જાય,

ચું દર આમદ હિસ્સે ઝિન્દા પય બબુર્દ
પડતે હી ઝિન્દા કી હિસકો હો ખબર
જીવતું મેં તેને પરખી લે લહાય

૩૭૦

હિસ્સે દુનિયા નર્દબાને ઇં જહાં,
હય જહાંકી નર્દબાં દુનિયાકી હિસ,
આ જગતની સીડી જગની લાગણી,

હિસ્સે ઉકબા નર્દ બાને આસ્માં
આસ્માં કી નર્દબાં ઉકબા કી હિસ
નભની સીડી આખિરતની લાગણી

૩૭૧

સેહતે ઇંન હિસ બ જોયેદ અઝ તબીબ
સેહત ઇસ હિસકી સમજતે હંય તબીબ
લાગણી આંનીને શોધે છે તબીબ,

સેહતે આં હિસ બજોયેદ અઝ હબીબ
જાનતા હય સેહત ઉસ હિસકી હબીબ
શુધ્ધતા તેની તલબ કરવી હબીબ

૩૭૨

સેહત ઇં હિસ ઝે માઅમુરીયે તન,
સેહત ઇસ હિસકી હય બસ તન પરવરી,
શુધ્ધતા આ લાગણીની છે અરોગ,

સેહતે આં હિસ ઝે તખરીબે બદન
સેહત ઉસ હિસકી હેય ખ્વારી જીસ્મકી
શુદ્ધતા તેની ખરાબી તનનો જોગ

૩૭૩

શાહે જાં મર જીસ્મરા વીરાં કુનદ,
જીસ્મકો કરતા હે વીરાં શાહે જાં,
જીવ રૂપી શાહ કરે વેરાન તન,

બાદ વીરાનેશ આબાદાં કુનદ
કરકે વીરાં ફિર બસાતા હય જહાં
તેં પછી તેનું કરે છે તે જતન

૩૭૪

અય ખુનક જાંનેકે બેહરે ઇશ્કે હાલ,
વો મુબારક હય જો બેહરે ઇશ્કે હાલ,
માલ દોલત નિજની તે ઉડાવી દે,

બુઝલ કર્દ ઉ ખાનુમાંનો મુલ્કે માલ
સબ લુટા દેતા હય ઘર ઓર મુલ્કોમાલ
ઇશ્કને માટે તે ઉત્તમ જીવ છે

૩૭૫

કર્દ વીરાં ખાના બેહરે ગંજે ઝર,
ઘર કરે વીરાં બરાએ ગંજે ઝર,
ઘર ખજાના માટે તો ઉજડ કર્યું,

વઝ હમાં ગનજશ કુનદ માઅમુર તર
ફિર ઉસી મુહ સે કરે માઅમુર તર
તે ખજાનામાંથી પછી તેને ભર્યું

૩૭૬

આબરા બબુરીદો જુરા પાક કર્દ,
પાની ગંદા હોઝકા કાટા ગયા,
નહેરને કરી સાફ પાણી રોકિયું,

બાઅદ અઝાં દર જુ રવાં કર્દ આબે ખર્દ
ફિર ઉસે શફ્ફાફ પાનીસે ભરા
તે પછીથી વહેતું પાણી છોડિયું.

૩૭૭

પોસ્ત રા બિશગાફ પયકાંરા કશીદ,
પોસ્ત તાઝા બાઅદ અઝાનશ બર દમીદ
ખાલ ચીરી ઔર લિયા પયકાં નિકાલ,
આ ગઇ ફિર ઉસમે તાઝા ઔર ખાલ
ચામડી ચીરીને ભલો કાઢિયો,
આવી તાજી ત્વચ ત્યાં માનો તો।

૩૭૮

કિલ્આ વીરાં કર્દો અઝ કાફિર સતદ,
બાઅદ અઝાં બર સાખ્તશ સદ બુર્જો સદ
લેકે કાફિરસે ઉજાડા કિલ્એકો,
ખુદ બનાકર ફિર સજાયા કિલ્એકો
કાફિરોથી કિલ્લો લઇ ઉજડ કર્યો,
ત્યાં કર્યો તે બાદ બીંતો બુરજો

૩૭૯

કારે બેચુરાં કે કેફીયત નહદ,
ઇં કે ગુફતમ હમ ઝુરૂરત મી દિહદ
શરહ કયોંકર હો ખુદાકે કામકી
યે જો કુછ મેંને કહા થા લાઝમી
ગુપ્ત આવી વાત શી રીતે કહું
આટલું ના છુટકે મે છે કહયું

૩૮૦

ગેહ ચુનીં બિનુમાયદો ગેહ ઝિદદે ઇં,
જુઝ કે હયરાની ન બાશદ કારે દીં
ગાહ યુ ઓર ગહ યું હય કારે દીં,
હયરતેંહી હયરતેં હંય બિલ યકીં
કોઇ કરે તેથી જુદું હમણાં પછી
દીનના કામોમાં વિસ્મયતા ખરી

૩૮૧

નય ચુનીં હયરાં કે પુસ્તશ સુએ ઓસ્ત
બલ ચુનીં હયરાનો ગર્કો મસ્તે દોસ્ત
ઇસસે બે પરવાઇ હયરાની નહીં,
બલકે હોના મસ્ત ઓર ગરકે યકીં
એવો નવ બે શુદ્ધ વિમુખ જે તેથી થાય
એવો બેશુદ્ધ લીન તેમાં થઇ તે જાય

૩૮૨

આં યકેસ રૂએ ઉ શુદ સુએ દોસ્ત,
વીં યકેરા રૂએ ઉ ખુદ રૂએ ઓસ્ત
એક કા રૂખ દોસ્તકી જાનિબ હુવા,
દુસરેકા રૂખ બના રૂએ ખુદા
એક નિજ મુખ યારના સામે ધરે.
બીજાઓ તો પોતાને બસ તે ગણે

૩૮૩

રૂએ હર યક મી નિગર મી દાર પાસ;
બુ કે ગરદી તુ ઝે ખિદમત બુ શનાસ
સબકે મુંહ કો દેખ ઓર ફિર ગોર કર,
ખિદમતે હકકી મિલે ના કુછ ખબર
મોં દરેકનું જોઇને તું કર ખિયાલ.
એવી સેવાથી થઇશ તું એહલે હાલ

૩૮૪

દીદને આલિમ ઇબાદત ઇં બુવદ,
ફાહે અબવાબે સઆદત ઇં બુવદ
દીદ એહલુલ્લાહ ઇબાદત હય બડી,
હો મયસ્સર તો સઆદત હય બડી
દાનાનાં દર્શન ઇબાદત જાણજે,
નેક બખ્તીની નીશાની માનજો

(૨૧)

મુનાફિકનું નામ દોજખના ઝાડની કુંપળ છે. તેથી તેમાં દોજખનાં ચિન્હો જણાય છે. મ, ન, ફ, ક, અસર કાંઇ એવા નથી કે તેમના કારણથી એમાં બુંડાશ હોય કેમકે અક્ષરો તો પાત્ર છે પણ તેનો અર્થ તે અર્થના પાણીનો દરિઓ. તો ઉમ્મુલ કિતાબ તે લવહે મહફુઝ છે.

દર આ બે છે. માઠો એટલે ઇમાન અને ખારા એટલે કુફ્ર, એ બંને જગતના સાથે સાથે

વહે છે, તે બંનની વચ્ચે બેધ્ય ને ગુમરાહીનો પરદો છે તેથી એ બંને મહાસાગરો એક બીજા પર વિજય મેળવી શકતા નથી. બંનેનું મુળ એકજ છે પણ તું આ બંનેને પાઠી દઇ કોઇના પણ બંધનમાં રહીશ નહિ પણ એ બંનેને મેળવનાર જે અર્થ છે તેની તરફ ચાલ. ખરા ખોટા સોનાની પરીક્ષા કસોટી વિના થઇ શકતી નથી તેજ પ્રમાણે માણસોના કામોની પણ પરિક્ષા થશે ખુદાએ દરેકના અંતઃકરણમાં એક કસોટી મુકેલી છે. અને તે બુધ્ધિ છે, જેને વિદ્વાનો ફરિશ્તો કહે છે, તેની ને ઇમાનની મદદથી માણસ પોતાના કામોને ઓળખી શકે છે કે તે સારાં છે કે નઠારા. 'અસતફતા કલ્બક' હઝરતે ફરમાવ્યું છે કે તું તારા અંતઃકરણથી ફતવો પુછ. જ્યારે કોઇ કામ ગુંચવણીનું આવી પડે તો અંતઃકરણની સલાહ લેવીને તે કહે તે પ્રમાણે કરવું. ખુદાનો હુકમ પુરેપુરો માનવો એમ સમજુ માણસ માને છે. જીવતા માણસના મોમાં કચરો પડે તો જ્યાં સુધી તે કઢી નાખે નહિ, ત્યાં સુધી ચેન પડતુ નથી, એવી રીતે સો કોળીઆમાં એક તણખલું જાય તો તેની ખબર ઇંદ્રિયોને પડે છે તો તેજ પ્રમાણે તારી જ્ઞાનેદ્રિયોને પણ જાગૃત કર. જગતની લાગણી જગતની સીડી છે જેટલી એની ઉન્નતિ થશે તેટલીજ જગતમાં ઉન્નતી થશે. પરલોકની લાગણી જેટલી તીવ્ર થશે તેટલીજ આકાશની નીસરણી દ્રઢ થશે.

જગતની લાગણીમાં જો વિકાર થાય તો તેનું ઓસડ વૈદ્યો પાસેથી મેળવવું જોઇએ ને પરલોકની લાગણીમાં વિકાર થાય તો તેની દવા વહાલાઓથી મેળવવી જોઇએ. શરીર રૂષ્ટ પુષ્ટ, નીરોગી ને આનંદી થશે તો લાગણી પણ ઉત્તમ પ્રકારની ઉદ્‌ભવશે; પણ શરીર નબળું ને ઉપવાસ ને તપથી ક્ષીણ થએલું હશે તો પરલોકની લાગણી તીવ્રતર થઇ જશે.

શરીરનો રાજા જીવ છે તે પ્રથમ તો શરીરને વેરાન કરે છે તે પછી આબાદ કરે છે માટે જણે પોતાનું ઘરબાર, ધનદોલત ઇશ્કના મુકાબલામાં આપી દઇ ઇશ્કને રાજી ખુશીથી ખરીદી લીધો, ને દોલતને માટે પોતાનું ઘર ઉજડ કર્યું, ને પછી તેજ ધન વડે આબાદ કર્યું તે ખરેખરો ભાગ્યશાળી છે માટે જેણે ઘણા દીવસથી નહેરમાં ભરાઇ રહેલું ગંદુ પાણી કાઢી નાંખી તેમાં નિર્મળ પાણી ભર્યું તે ભાગ્યશાળી છે. તેણે શરીરમાં ભોંકાયલું તીર કાઢી નાંખ્યું ને ત્યાં સારો કિલ્લો ને બુરજ બનાવ્યાં.

ખુદા કેવો છે, કેટલો છે, કેમ છે તે કહી શકાતું નથી. તેની કૈફિયત નથી તેનું વર્ણન શી રીતે થાય? દીનના મામલામાં આશ્ચર્ય વિના બીજું શું હોય? જેઓ આ હકીકત સમજે છે તે મસ્ત ને બેશુદ્ધ છે પણ તેના વિમુખ થાય એવા બેશુધ્ધ નથી પણ તેનાજ ધ્યાનમાં લીન થએલા છે. બીજું ભાન નથી.

ઇસ્લામમાં બે પ્રકારના લોક છે. એક એવું માને છે કે બધું તેની તરફથી છે તેમને શરીઅતવાળા કહે બીજા કહે છે તેજ બધું છે તે આશિકો છે એકનું મો તેના તરફ છે ને બીજા તે પોતેજ તે છે તું બંને પ્રકારના લોકોના મોં જો એમના પ્રતાપથી તારૂં પણ કલ્યાણ થશે.

૩૮૫

ચું બસે ઇબ્લીસ આદમ રૂએ હસ્ત, | પસ બહર દસ્તે ન શાયદ દાદ દસ્ત
હાં બહોત ઇબલીસ હંય આદમ નુમા, | હાથ હય હર હાથમેં દેના ખતા
માણસોના રૂપમાં શેતાં ઘણાં, | હાથ ના દે એવા જનના હાથમાં

૩૮૬

ઝાંકે સઇયાદ આવુરદ બાંગે સફીર, | તા ફરેબદ મુર્ગરા આં મુર્ગ ગીર
બોલ કર સઇયાદ બોલી મુર્ગ કી, | જાલમેં લાતા હય ચિડીયુંકો કભી
તું જગતને પારધિની પેઠે જાણ, | મીઠું બોલી પક્ષીના તે લે છે પ્રાણ

૩૮૭

બિશ નવદ આં મુર્ગ બાંગે જીન્સે ખ્વેશ — અઝ હવા આમદ બયાઅદ દામે પેશ
મુર્ગ સુનતા હય વોહ બાંગે દિલ પિઝીર — હિર્સસે હોતા હય ફંદેમેં અસીર
સાંભળીને પક્ષીઓ પક્ષીના સાદ — જાળમાં આવીને ફસાયે ના મુરાદ

૩૮૮

હર્ફે દરવીશાં બદુઝદદ મર્દે દું — તા બખ્વાનદ બર સલીમે ઝાં ફુસું
સુનકે દુરવેશોંકી બાતેં મર્દે દું — અચ્છે અચ્છોં પર હે કર દેતા ફુસું
એવી રીતે ચોરી સુફીના વચન — ભોળા લોકોને ઠગી લે છે તે મન

૩૮૯

કારે મરદાં રોશની વ ગર્મી અરત — કારે દુનાં હીલઓ બેશરમી અરત
કામ હય મરદુંકા ગરમી રોશની — મકરો બેશરમી હય ખસલત દુનકી
સત્પુરૂષોથી મળે છે રોશની — બહાના બેશરમી મળે નીચો થકા

૩૯૦

શેરે પશમી અઝ બરાએ કદ કુનન્દ — બુ મુસયલમ રા લકબ એહમદ કુનન્દ
શેર કી લેં ખાલ મકો કદ કરેં — બુ મુસયલમ કા લકબ એહમદ કરેં
માગી કંથા, ટોપી, માળા કામળી — બુ મુસયલમ નામ એહમદ નું ધરી

૩૯૧

બુમુસયલમ રા લકબ કજ્ઝાબ માન્દ — મર મુહમ્મદ રા ઉલુલ અલબાબ માન્દ
બુ મુસયલમ કા લકબ કાઝિબ રહા — ઓર મુહમ્મદ સાદિકો આકિલ હુવા
બુ મસયલમ જુઠો કહેવાયો સદા — ને મુહમ્મદ બુદ્ધિના દરિયા ઠર્યા

૩૯૨

આં શરાબે હક ખિતામશ મુશ્કનાબ — બાદેરા ખતમશ બુવદ ગન્દો અઝાબ
હંય શરાબે હક પે મુહરેં મુશ્કકી — ઓર ઇસ મય પર અઝાબે દાયમી
તે શરાબે હક ને કસ્તુરીની મોહર — આફતોની મોહોર તે જુઠા ઉપર

જગતમાં ઘણાક શેતાનો માણસના રૂપમાં દેખા દે છે. માટે ગમે તેવાના હાથમાં હાથ આપીશ નહિ, એટલે મુરીદ થઇશ નહિ. તેથી અવળે માર્ગે ચડીશ નહિ, જુઓ કે પારધીઓ પક્ષીને પકડવા માટે જેવી જાતનો પંક્ષી જંગલમાં નજરે પડે છે, તેવી બોલી બોલે છે તેથી બિચારાં ભોળા પક્ષીઓ પોતાના સ્વજાતીય પક્ષીઓનો અવાજ સમજી આકાશમાંથી જમીન પર આવે છે. ને જાળમાં ફસાઇ જાય છે તેવીજ રીતે એવા નઠારા શેતાનો પણ નીસાસા નાંખે છે, કદીક હુ હુ કરીને ડોલે છે, ને મોટા માણસો જેવી વાતો કરી ભોળા લોકોને ઠગે છે. પણ જે લોકો ખરે ખરા સંપુર્ણ છે તેમની સોબતથી અંતઃકરણ પ્રકાશિત થાય છે. જ્યારે એવા ઠગારા લોકોની સંગતથી દગા ફટકા ને નિર્લજતા વિના બીજું કશું મળતું નથી એ લોકો ભીખ માંગવા માટે સિંહનું ચામડું ઓઢીને સિંહ બનેલા છે ને એવા બુમુસયલમ પોતાનું નામ અહમદ રાખે છે પણ બુમુસયલમ તો કજ્જાબ (મહાન જુઠો) ના નામથી જાણીતો થયો ને હઝરત અહમદ (સ. અ.) તો ઉલુલ અલબાબ [મહા બુધ્ધિશાળી] ના નામથી પ્રખ્યાત છે. આપ એવા શરાબ છે કે જેના ઉપર કસ્તુરીની મહોર કરેલી છે, તેથી તેની સુગંધી જગતમાં ફેલાએલી છે પણ બુમુસ્લમાનો શરાબ એવો છે જેના ઉપર ગંદી વસ્તુથી મહોર કરેલી છે, તેથી તેની દુર્ગંધ ને કષ્ટથી આખું જગત હેરાન થઇ રહયું છે.

---

## એક યહુદી બાદશાહની હિકાયત કે જે ખ્રિસ્તી લોકો ઉપર ધર્માંધ પણાથી જુલમ કરતો હતો. ઉસ્તાદ ને શાગિર્દની હિકાયત સાથે.

---

( ૧૩.)

૩૯૩

ખુદ શાહે અઝ જહુદાં ઝુલ્મે સાઝ, દુશ્મને ઇસા વ નસરાની ગુદાઝ
થા યહુદી એક ઝાલિમ બાદશાહ, ઇસા ઔર નસરાનીયોંકા કીના ખ્વાહ
બાદશાહ જાલિમ યહુદી એક હતો, જે હતો દુશ્મન ખ્રીસ્તી ધર્મનો

૩૯૪

એહદે ઇસા બુદ નોબત આને ઉ, જાને ઇસા ઉઓ મુસા જાને ઉ
એહદે ઇસા મેંથા વો શેહ હુકમરાં, મુસા ઔર ઇસા હંય દોનોં એકજાં
તે સમય ઇસા પયગમ્બરનો હતો, પણ અનુયાયી હતો તે મુસાનો

૩૯૫

શાહ એહવલ કર્દ દર રાહે ખુદા, આં દો દમસાઝો ખુદાઇ રા જુદા
ગોયા વો ભેંગા ખુદાકી રેહમેં થા, દુસરે કો એકસે સમઝા જુદા
પક્ષપાત અલ્લાહના રસ્તામાં કર્યો, હકના બે મિત્રોમાં જાણ્યો ભેદ જો

૩૯૬

ગુફ્ત ઉસ્તાદ એહવલે રા કંદરા, રૂબરૂ આરઅઝ વસાક આં શીશેરા
એક ભેંગેસે કહા ઉસ્તાદને, લા ઇસ આઇનેકો મેરે સામને
બોલ્યો એક ઉસ્તાદ બાળાને યહીં, શીશો લાવો બહાર ઘરમાંથી યહીં

૩૯૭

ચું દરૂને ખાના એહવલ રફ્ત ઝુદ, શીશા પેશે ચશ્મે ઉ દોમી નમુદ
ઘરકે અંદર જબકે વો ભેંગા ગયા, દો નઝર આયા ઉસે એક આઇના
ઘરમાં તે બાળો ગયો દોડીને જવ, એક શીશો બે નજરે આવ્યાજ તવ

૩૯૮

ગુફ્ત એહવલ ઝાં દો શીશા તા કુદામ, પેશે તુ આરમ બકુન શરહે તમામ
બોલા વો ભેંગા કે દો હંય આઇને, કોનસા લાવું બતા તો દિજીયે
બોલ્યો બાળો શીશા છે ત્યાં બે ધર્યો, હું કયો લાવું તે ફરમાવો જરા

૩૯૯

ગુફ્ત ઉસ્તાદ આં દોશીશા નીસ્ત રવ, એહવલી બુગઝારો અફઝું બીં મશવ
દો નહીં શીશે કહા ઉસ્તાદ ને, ભેંગે પનસે દેખના તું છોડ દે
બોલ્યો તે ઉસ્તાદ શીશા બે નથી. છોડ દી ગુણને તું બાડા બધ ઘડી

૪૦૦

ગુફ્ત અય ઉસ્તા મરા તાઅના મઝન ગુફ્ત ઉસ્તા ઝાં દો યકરા બર શિકન
જબ કહા ઉસને ન દો તાઅને તુઝે બોલા ઉસ્તાદ એક કો જા તોડ દે
બોલ્યો તે ઉસ્તાદ તું મેણા ન માર. બોલ્યો શિક્ષક એકને તુ ફોડ યાર

૪૦૧

ચું યકે બિશ કસ્ત કરદો શુદ દો ચશ્મ
એક કો તોડો તો દોનું છુપ ગયે.
એકને ફોડયો તો બંને ફુટયા.

મર્દ એહવલ ગરદદ અઝ મેલાનો ખશ્મ
આદમી હોતા હય અહવલ ચશ્મસે
ક્રોધ ને લાલચથી બાડા જન થયા

૪૦૨

શીશા યક બુદો બ ચશ્મશ દો નમુદ,
એક થા શીશા તો દોકી દીદ થી,
એક હતો શીશો જણાયા તેને બે,

ચું શિકસ્ત આં શીશારા દીગર નબુદ
એક જબ ટુટા દુઇ જાતી રહી
એકને ફોડે તો બીજો કયાં રહે ?

૪૦૩

ખશ્મો શેહવતં મર્દ રા એહવલ કુનદ,
ગુસ્સઓ શેહવતસે ભેંગા આદમી,
જનને ગુસ્સો, કામ, બડા તો કરે,

ઝિસ તિકામત રૂહ રા મબદલ કુનદ
ખોડતા હય ઇસતિકામત રૂહકી
આત્માની શાંતિ તે ખુએ ખરે

૪૦૪

ચું ગરઝ આમદ હુનર પોશીદા શુદ,
જબ ગરઝ આઇ હુનર પિન્હાં હુવા,
જબ ગરજ આવી હુનર નાસી ગયા,

સદ હિજાબ અઝ દિલ બ સુએ દીદા શુદ
એક હિજાબ આખોંસે દિલતક આ પડા
લાખ પરદા દિલથી આંખો પર પડયા

૪૦૫

ચું દેહદ કાઝી બદિલ રૂશવત કરાર,
જબકે રૂશવત પર હો કાઝીકા મદાર,
લાંચ લેવી કાજીના જવ મનમાં છે.

કે શનાસદ ઝાલિમ અઝ મઝલુમે ઝાર
ઝાલિમો મઝલુમકા હો કયા શુમાર
જાણે કયારે જુલ્મી ને આજીજને તે

૪૦૬

શાહ અઝ હિકદે જહુદાના ચુનાં
શાહ કીનેસે યહુદીયત કે હાં
શાહ ઇસરાઇલોના કારણ થયો,

ગશ્ત એહવલ કલ અમાં યારબ અમાં
યું હુવા ભેંગાકે યારબ અલ અમા
એવો બાડો કે ન કોઇ વાતજ કહો

૪૦૭

સદ હઝ.રાં મોમિને મઝલુમ કુશ્ત,
જાનસે ઇસાઇ લાખોં માર કર,
સેંકડો લાચાર મોમિન મારિયા,

કે પના હમ દીને મુસા રાવ પુશ્ત
દીને મુસાકી વો બનતાથા સિપર
મુસાના મઝહબને કરવા ફાયદા

યહુદીઓમાં એક જુલમગાર બાદશાહ હતો તે ઇસાઇઓનો નાશ કર્તો અને દુશમન હતો તે સમય હઝરત ઇસા (અ. સ.) નો હતો પણ ખરૂં પુછો તો હઝરત ઇસા (અ. સ.) ને હઝરત મુસા [અ. સ.] એકજ હતા. તે બંને પ્યારા રસુલ હતા. પણ આ બાદશાહ કે જે ખુદાના માર્ગમાં અહવલ (એક વસ્તુ બે દેખાય તેવી આંખ વાળો માણસ બાડો, ત્રાંસો) હતો તેથી બંનેને જુદા જુદા સમજતો હતો.

એક શિક્ષક પોતાના એક બાડા શિષ્યને કહયું કે ઘરમાંથી એક શીશો લાવ તે ઘરમાં ગયો તો ત્યાં તેને એક શીશો હતો તે બે દેખાયા તેણે આવીને પુછયુ, કે કયો શીશો લાવું ? શિક્ષકે કહયું કે એકજ શીશો છે તે લાવ તેણે કહયું કે ત્યાં તો બે શીશા છે, તું મારી મશ્કરી ન કર ત્યારે શિક્ષકે કહયું કે એ બેમાંથી એકને ફોડી નાંખ. અને બીજો મને આપ, તેણે એક શીશો ફોડી નાખ્યો, એટલે ત્યાં કંઇ પણ રહયું નહિ કેમકે શીશો તો એકજ હતો તેની આંખોમાં ખામી હોવાથી બે દેખાતા હતા.

તેવીજ રીતે માણુસો પણુ મનની ઇચ્છા ને ક્રોધથી બાડા થઇ જાય છે, તે એકને બે જુએ છે, ક્રોધને ઇચ્છાનું બળ વધે છે, ત્યારે આત્મામાં દ્રઢતા ને સમાનતા રહેતી નથી. એવીજ રીતે જ્યારે ગરજ પણુ પોતાનું બળ અજમાવે છે, ત્યારે બધા સદ્દગુણો ઢંકાઇ જાય છે, તે એ ગરજના કારણુથી આંખ ઉપર પડદા પડી જાય છે, કેમકે જ્યારે ન્યાયાધીશ પોતેજ લાંચ લેવા તઇયાર થાય તો જુલમગાર ને પીડીતની તરફ તે શી રીતે ધ્યાન આપશે ? એવીજ રીતે ગરજુ માણુસ પણુ પોતાનું કામ સાધી લેવા માટે ગાંડો બની જાય છે.

એવીજ રીતે યહુદી બાદશાહ પણુ ઇચ્છા ને દુશ્મનીથી ગાંડો થઇ ગયો હતો. તેણે લાખો ઇસાઇઓને વગર વાંકે મારી નાખ્યા તે પોતાને હઝરત મુસા (અ. સ.) ના ધર્મનો મદદગાર ગણુતો હતો પણુ તેનું આ કહેવું અસત્ય હતું. કેમકે એ બંને પેગંબરોનો ધર્મ એકજ હતો એ તે બાડા પણુાના કારણુથી બે જોતો હતો.

---

## પ્રધાને બાદશાહને છળકપટ કરવાનું શીખવ્યું

( ૧૪ )

૪૦૮

ઉ વઝીરે દાશ્ત રેહઝન દંગ્વા દેહ, કો બર આબ અઝ મક બર બસ્તે ગિરેહ
શાહકા થા એક વઝીરે પુર દગા, જો ગિરાહ પાનીમેં દેતાથા લગા
બાદશાહનો એક હતો પ્રધાન લાંઠ, જે દગાથી દેતો તો પાણીમાં ગાંઠ

૪૦૯

ગુફ્ત તરસાયાં પનાહે જાં કુનન્દ, દીને ખુદરા અઝ મિલક પિન્હાં કુનન્દ
બોલા અબ ઇસાઇ લેતે હૈ પનાહ, અપને મઝહબકો છુપાકર બાદશાહ
બોલ્યો ખ્રિસ્તી મોતના કારણ ખરે, ધર્મ નિજનો શાહથી છુપાવશે

૪૧૦

બા મિલક ગુફ્ત અયે શહે અસરાર જુ, કમ કુશ ઇશાં રાઓ દરત અઝ ખું મશો
જાનતા હય તુ જો સારા માજરા, કત્લસે ઇસાઇઓંકે હાથ ઉઠા
કાંઇ પણુ છાનું નથી તુજથી જરા, ખ્રિસ્તીઓના કત્લથી તુ દુરથા

૪૧૧

કમ કુશા ઇશારાં કે કુશ્તન સુદ નીસ્ત, દીં ન દારદ બુએ મુશ્કો ઉદ નીસ્ત
કત્લ કરના ઇનકા અબ બેસુદ હય, દીન મેં કયા બુએ મુશ્કો ઉદ હય
માર નવતું, મારવું સારૂં નથી, ધર્મ સુગંધી કે કસ્તુરી નથી

૪૧૨

સિર્રે પિન્હાનસ્ત અંદર સદ ગિલાફ, ઝાહિરશ બા તુસ્તો બાતિન બર ખિલાફ
રાઝ પોશીદા હય પરદેમેં યહાં, સામને ઝાહિર હય બાતિન મેં નિહાં
ધર્મ છે પરદામાં એવો ગુપ્ત કે, મિત્ર જાહેર શત્રુ અંદરથી ખરો

૪૧૩

શાહ ગુફ્તશ પસ બિગો તદબીર ચીસ્ત, ચારએ ઇન મક્રો ઇન તુનવીર ચીસ્ત
શાહ બોલા ફિર હય અબ તદબીર કયા, ચારા કયા ઇસ મક્ર ઇસ તનવીરકા
શાહ બોલ્યો એની કાંઇ યુક્તિ બતાવ, કે કરૂં ઉપાય કમ વિદ્યાથી સાવ

૪૧૪

તા ન માનદ દર જહાં નસરાનીયે, નય હુવયદા દીનો નય પીન્હાની એ
તા ન બાકી કોઇ ઇસાઇ રહે, ઝાહિરો પોશિદા દુનિયાકે બિચે
બાકી દુનિયામાં રહે નવ પાદરી, ગુપ્ત કે જાહિરમાં ના હોય ઇસ્વી

૪૧૫

ગુફત અય શેહ બોશો દસ્તમ રાબ્બુર, બીની અમ બિશ્કાફો લબ અઝ હુકમે મુર
બોલા અય સુલતાં અગર હય યે ગુમાં, કાટ મેરી નાક લબ હાથ ઔર કાં
બોલ્યો હે શાહ કાપ મારા નાક કાન, કાપ મારા હોઠને કર તું નિદાન

૪૧૬

બાદ અઝાં દર ઝેરે દાર આવુર મરા, તા બખ્વાહદ યક શફાઅત ગર મરા
મુઝકો સુલી પર ચઢાદે એ ખતર, ફિર કરે કોઇ સિફારશ ઝુદ નર
તે પછી શુળીની પાસે મુજને લાવ, ત્યાં કરે કોઇ મદદ બાઇને રાવ

૪૧૭

બર મુનાદી ગાહ કુન ઇંકાર તું, બર સરે રાહે કે બાશદ ચાર સુ
આમ રસ્તે પર હોં સબ યે સખ્તીયાં, જીનસે રસ્તે ચાર હાંતે હો રવાં
કરતું ઢંઢેરા પીટાવી મારૂં કામ, ચો દિશામાં થાય જેવી ધુમધામ

૪૧૮

આંગહમ અઝ ખુદ બરાં તા શહેર દુર, તા દર અંદાઝમ દર ઇશાં સદ ફુતુર
ફિર મુઝે તુ શહેરસે કર અપને દુર, ફિરમેં ઇનમેં જાકે ડાલુંગા ફિતુર
મોકલી દે શહેરથી તું મુજને દુર. જઇને એ લોકોમાં નાખું હું ફિતુર

૪૧૯

ચું શવન્દ આં કવમ અઝમન દીં પિઝીર, કારે ઇશાં સર બસર શોરીદાગીર
દીનકો સમઝીંગે મુઝસે અઝમતેં, કામમેં દંનંદ પડેંગી - શોરીશેં
દીન જ્યારે મુજથી એઓ શીખશે, કામ સઘળા એમનાં બગડી જશે

૪૨૦

દરમીયાં શાં ફિતનઓ શોર અફગનમ. કાહિનાં ખીરા શવન્દ અંદર ફનમ
ડાલદુંગા ઉનમેં ઝગડા ઓર ફસાદ, મુઝસે શરમાઇંગે કાહન બદ નિહાદ
માંહોમાંહે હું કરાવીને કુસંપ. તે કરૂં હું કામ કે પામે ન જંપ

૪૨૧

આંચે ખ્વાહમ કર્દ બા નસરાનીયાં, આં નમી આયદ કુનું અંદર બયાં
હોગી જો નસરાનીયોંકે સાથ ચાલ. ઉસકા હય ઇસ વકત કેહ દેના મહાલ
ખ્રિસ્તીઓની સાથે હું એવું કરૂં, સાંભળીને આભો થઇ જાયેજ તું

૪૨૨

ચું શુમારન્દમ અમીનો રાઝદાં, દામે દીગર ગું ને હમ દર પેશે શાં
મુઝકો જાનીંગે અમીનો રાઝદાં, ઇનસે ફેલાઉંગા જાલ એક નાગહાં
જ્યારે મુજને મિત્ર પોતાનો ગણે, એક દગો બીજો કરૂં તે જોઇલે

૪૨૩

વઝ હયલ બા ફરેબમ ઇશાં રા હમાં વનહદ ઇશાં અફગનમ સદ હમ હમા
હીલેસે ફેકર ઇન્હેં અકસર ફરેબ શરસે મેં કરદુંગા ઇનકો બે શકેબ
છળ કપટથી એમને તાબે કરૂં બાકીતોની આગ હું સળગાવી દઉં

૪૨૪

તા બ દસ્તે ખ્વેશ ખુને ખ્વેશતન
બર ઝમીં રેઝન્દ કોતાહ તા સખુન
અપને હાથોંસે કરીગેં અપના ખું
હે સખુન કોતાહ આગે કયા કહૂં
હાથથી પોતાના તે પોતે મરે,
નાશ નિજના હાથથી નિજનો કરે

(૧૪)

તે ખ્રિસ્તિઓના નાશ કરનાર યહુદી બાદશાહનો એક પ્રધાન એવો તો લાંઠ હતો કે જે પાણીમાં ગાંઠ વાળવાનું અશકય કામ પણ કરી શકતો હતો. તેણે કહ્યું, કે હે બાદશાહ તું ખ્રિસ્તિઓને માર નહિ. તેઓ જીવ બચાવવા માટે પોતાનો ધર્મ છુપાવશે. ધર્મ એ કાંઇ કસ્તુરી કે અગર જેવી ખુશબુદાર વસ્તુ નથી કે સ્વતઃ પ્રકાશ થાય એ તો સેંકડો પરદાઓમાં છુપાએલી વસ્તુ છે. તેઓ જાહેરમાં તારી સાથે રહેશે ને ગુપ્તમાં ખ્રીસ્તિજ રહેશે.

એ સાંભળીને શાહે કહ્યું, કે કોઇ એવી યુકિત બતાવ, કે આપણે ફળીભુત થઇએ. હું એવું ઇચ્છું છું કે જગતમા એક પણ ખ્રિસ્તિ રહે નહિ.

ત્યારે પ્રધાને કહ્યું, કે હે બાદશાહ મારા કાન, નાક, ને હાથ કાપી મારા હોઠ પણ ચીરી નાખ, ને પછી મને ઢંઢેરો પિટાવીને શુળી પાસે લઇજા, ત્યા કોઇની સાથે બંદોબસ્ત કરી રાખજે કે તે મને શુળી આગળ આવીને બચાવી લે, ને મારો જામિન થઇ છુટો કરે. તે પછી તુ મને ગામમાંથી કાઢી મુક. પછી જો જે કે હું એમનામાં કેવું તોફાન કરૂં છું. !

જ્યારે હું એમનામાં એવી ભુંડી હાલતે જઇશ, ત્યારે તેમને ધર્મોપદેશ કરીશ ને મને પોતાને ખ્રિસ્તિ જાહેર કરીશ તેઓ મારો ઉપદેશ સાંભળશે ને ખરાબ થશે હું એમનામાં એવા વિરોધ ને વાધા નાખીશ કે શેતાન પણ આશ્ચર્ય પામશે. અર્થાત હું ખ્રિસ્તિઓ સાથે જે કરીશ તે બધું હાલ કહી શકતો નથી. જ્યારે એમનો મારા ઉપર સંપુર્ણ વિશ્વાસ ચોંટશે ને મને પોતાના ભેદુ જાણશે ત્યારે એક બીજો દાવ રમાશ ને એમને એવા તો દાવપેચ રમાડીશ કે તેઓ પોતાને હાથેજ પોતાનો નાશ કરશે.

## પ્રધાને ખ્રિસ્તીઓની સાથે દગો ફટકો કર્યો તે વિષે.

[૧૫]

૪૨૫

પસ બ ગોયમ મન બિસર નસરાનીયમ
અય ખુદાએ રાઝદાં મીદાનીયમ
યું કહુંગા ઉન્સે મેં ઇસાઇ થા
જાનતા હય ઉસ્કો બસ મેરા ખુદા
હું કહીશ જઇને કે હું છું ઇસ્વી
હે, ખુદા જાણે છે તુ મુજને નકી

૪૨૬

શાહ વાકિફ ગશ્ત અઝ ઇમાને મન
વઝ તઅસ્સુબ કર્દ કસ્દે જાને મન
બાદશાહકો જબ હુઇ ઉસ્કી ખબર
બન ગયા વો મેરા દુશ્મન સખ્ત તર
શાહ મારા ધર્મથી વાકિફ થયો
મારવા મુજને ઇરાદો તવ કર્યો

૪૨૭

ખ્વાસ્તમ તા દીં ઝે શેહ પિન્હાં કુનમ
આંચે દીને ઓસ્ત ઝાહિર આં કુનમ
મેંને ચાહા દીં છુપાવું શાહસે
ઓર કેહ દું દીનપર હું આપકે
શાહથી મેં ગુપ્ત રાખ્યો ધર્મને
ધર્મ તેનો કરતો હું જાહેર બધે

૪૨૮

શાહ બુએ બુર્દ 'અઝ અસરારે મન'  મુત્તહમ શુદ પેશે શેહ ગુફતારે મન
હો ગઈ શાહકો ખબર ઇસ રાઝકી  મુત્તહમરૂ દાદ મેરી હો ગઇ
શાહ મારી વાતથી વાકિફ થયો  તેને મારી વાતમાં શક આવીયો

૪૨૯

ગુફત ગુફતે તુ ચુનાં દર સોઝનસ્ત  અઝ દિલે મન તા દિલે તુ રોઝનસ્ત
બોલા તેરી બાત હય સોઝનમેં નાં  છેદ સા હય દો દિલોંકે દરમાયાં
રોટલામાં સોય તેવી વાત છે  મારાથી તમ દિલ સુધી એક વાર છે

૪૩૦

મન અઝાં રોઝન બદીદમ હાલે તુ  હાલે દીદમ કે ન્યોશમ કાલે તુ
દેખતા ઇસ છેદસે હું તેરા હાલ  હાલકો દેખ સુનું કયું તેરા કાલ
જોયું તે કાણાથી મેં તમ દિલ સુધી  તો હવે હું સાંભળું તમ વાત શી

૪૩૧

ગર ન બુદે જાને ઇસા ચારા અમ  ઓ જહુદાના બ કરદે પારા અમ
રૂહે ઇસા ગર ન હોતી ચારાગર  વો યહુદી ફેંક દેતા કાટ કર
જો ન મુજને હોતા ઈસાની સહાય  શાહ કરત કડકા શરીરના હાય હાય

૪૩૨

બેહરે ઇસા જાં સિપારમ સર દેહમ  સદ હઝારાં મિન્નતશ બર જાં નેહમ
બેહરે ઇસા જાનભી દું સરભી દુ  ઉસકે લાખ એહસાન જીને પર રખું
તેથી ઇસા માટે જીવ આપું છું હું  માનું છું ઉપકાર તેનો સત્ય હું

૪૩૩

જાં દરેગમ નીસ્ત અઝ ઇસા વલેક  વાકિફમ બર ઇલ્મો દાનશ નેક નેક
જાન ઇસાસે નહીં પ્યારી મગર  ઉસકે ઇલ્મે દીંસે કુચ્છ હો બા ખબર
જીવ ઇસાથી મને વ્હાલો નથી  જાણું છું વિદ્યા હું તેના દીનની

૪૩૪

હયફ મી આમદ મરા કાં દીને પાક  દરમીયાને જાહિલાં ગરદદ હલાક
મુઝકો હય અફસોસ અયસા દીને પાક  જાહેલોંમે પડકે હો જાયે હલાક
છે મનો પસ્તાવો તેનો ધર્મ આમ  નાશ પામે મુર્ખ લોકોમાં તમામ

૪૩૫

શુક્ર યઝદારાં વ ઇસારા કે મા  ગશ્તે એમ ઇં દીને હકરા રેહનુમા
શુક્ર હય ઇસાકા ઓર અલ્લાહકા  હમ હુંય અયસે દીને હકકે રેહનુમા
ઇસા અને અલ્લાહનો ઉપકાર છે  હું થયો એ ધર્મનો જ્ઞાતા ખરે

૪૩૬

વઝ જહુદો અઝ જહુદાં રસ્ત એમ  તા બઝુન્નાર ઇં મીયાંરા બસ્ત એમ
અબ યહુદીયતસે ઇસકી છુટ કર  બાંધી હય ઝુન્નારસે અપની કમર
હું યહુદી પંજામાંથી છુટિયો  કંઠી તેની તોડી મુકિત પામિયો

૪૩૭

દવર દવરે ઇસાઅસ્ત અય મરદુમાં  બિશનવેદ અસરારે કયશે ઉ બજાં
યે હય લોગો દવર દવરે ઇસ્વી  ઉસકે મઝહબ કે સુનો કુચ્છ બેદભી
રાજ છે ઇસાનું ચારે ગમ સુણો  વાતો એના ધર્મની સૌ સાંભળો

૪૩૮

ચું શુમારન્દમ અમીનો મુક્તદા સર નિહન્દમ જુમ્લા જોયન્દ એઅતિદા
જબ અમીનો મુક્તદા જાનેંગે વો ફિર હિદાયતકો મેરી માનેંગે વો
જાણશે એ લોકો મુજને પેશ્વા તો નમાવી માથું લેશે ફાયદા

૪૩૯

ચું વઝીર આં મક્ર રા બર શેહ શિમુર્દ અઝ દિલશ અંદેશા રા કુલ્લી બબુર્દ
મક્રસે યે બાત જબ ઉસને કહી બાદશા કે દિલકોભી અચ્છી લગી
આ દગાની વાત પ્રધાને કહી શાહની તો એક દમ ચિંતા ટળી

૪૪૦

કર્દ બા વે શાહ આં કારે કે ગુફ્ત ખલ્ક હયરાં માન્દ ઝાં રાઝે નિહુફ્ત
જો કહાથા ઉસને વોહ શેહને કિયા ઓર ઝમાના ઉસપે હયરાં રેહ ગયા
શાહે તેના કહેવા પ્રમાણે કર્યું પણ ન લોકોએ જરાએ જાણિયું

૪૪૧

કર્દ રૂસ્વાયશ મિયાને અંજુમન તા કે વાકિફ શુદ ઝે હાલશ મરદોઝન
કર દિયા રૂસ્વા સરે મેહફિલ ઉસે મરદોઝન સબ ઉસસે વાકફ હો ગયે
સાદ પાડી શહેર મધ્યે ફેરવી ને ફજેતી તે પછી તેની કરી

૪૪૨

રાંદ ઉરા જાનિબે નસરાનીયાં કર્દ દર દઅવત શુરૂ ઉ બાદ અઝાં
ફિર ગયા વો જાનિબે નસરાનીયાં ઉસને દી લોગોંકો દઅવત બાદ અઝાં
તેને ખ્રીસ્તી લોકોમાં પહોંચાડિયો બોધનો આરંભ ત્યાં જઇને કર્યો

૪૪૩

ચું ચુનાં દીદન્દ તરસાયાને ઝાર મીશુદન્દ અન્દર ગમે ઉ અશ્કબાર
દેખકર ઇસાઇ ઉસ્કા હાલેઝાર ગમસે હોતેથે સરાસર અશ્કબાર
ખ્રિસ્તીઓએ જયારે જોયા એવા હાલ મિત્ર તેના થઇ ગયા સર્વે કમાલ

૪૪૪

હાલે આલમ ઈં ચુનીનસ્ત અય પિસર કઝ હસદ મી ખીઝદ ઈં હા સર બસર
હાલતે દુનિયા યેહી હય અય પિસર યે હસદ કે હંય નતીજે સરબસર
જાણજો એવી જગતની વાત છે થાય છે ઇર્ષ્યાથી પેદા એ ખરે

[૧૫]

પ્રધાને બાદશાહને કહ્યું, કે હું તેમને કહીશ કે હું ખ્રિસ્તી છું એ વાત ખુદા જાણે છે બાદશાહ મારા ધર્મથી જાણીતો થયો, તેથી તેણે મને કતલ કરવાનો ઇરાદો કર્યો મારા ને તમારા અંતઃકરણ બચ્ચે એક રસ્તો છે તે વડે હું તમારા દિલની વાત જાણું છું. ખરી વાત એ છે, કે ઇસાના આત્માએ મારો બચાવ કર્યો નહિં તો બાદશાહ મારા કકડા કરી નાખત હું હઝરત ઇસા [અ. સ.] માટે મારા પ્રાણ પણ આપવા તૈયાર છું. પણ મેં વિચાર કર્યો કે જો હું મારા પ્રાણ નીછાવર કરી નાખીશ તો એ ધર્મ એમના એમ રહી જશે ને મારા જેવો બીજો વિદ્વાન ન હોવાથી એ ધર્મ અજ્ઞાનીઓમાં પડીને નાશ પામશે. માટે હું તેમના ઉપકાર માનું છું કે તેમણે પોતાના ધર્મની સેવા કરવાનું દુર્લભ કામ મને સોંપ્યું હું યહુદી બલાને છુટયો છું પણ હું ખરો ખ્રિસ્તી છું ને આ સમય હઝરત ઇસા (અ. સ) નો છે માટે તેમના ધર્મની વાતો સાંભળો.

હે બાદશાહ જ્યારે હું એવી વાતો કહીશ, ત્યારે તેઓ મને પોતાના આગેવાન જાણી મારી વાતો સાંભળશે.

એ સાંભળી બાદશાહે તેના કહેવા પ્રમાણે કરી તેને પોતાના શહેરમાંથી કાઢી મુકયો જ્યારે તે ખ્રિસ્તીઓમાં ગયો, ત્યારે ખ્રિસ્તીઓ તેના આવા હાલ જોઇ દયા ખાવા લાગ્યા.

માટે હે ભાઇઓ વિચારી જુઓ, કે જગતની આવી સ્થિતિ છે માણસ ઇર્ષ્યાના કારણથી કેવા કેવા કામ કરે છે ! તે પોતાનું પણ નુકસાન કરે છે. આ પ્રધાન પોતાની આવી નઠારી હાલત કરી, તે પણ ઇર્ષ્યાના કારણથી કરી.

---

## ખ્રિસ્તીઓનું પ્રધાનના પાસે ભેગા થવું. ને પ્રધાન તેમની આગળ ભેદ જાહેર કરે છે તે વિષે.

૪૪૫

સદ હઝારાં મર્દે તરસા સુએ ઉ, અંદક અંદક જમ્અ શુદ દર કુએ ઉ
જમ્એ ઇસાઇ હુવે વાં સો હઝાર, ભીડથી કુચેમેં ઉસ્કે બેશુમાર
સેંકડો ખ્રિસ્તીઓ તે પ્રધાન પાસ, આવીને ભેગા થયા સૌ આમ ખાસ

૪૪૬

ઉ બ્યાં મી કર્દ અસ્રારે ઇંજીલ, મર ઇશાં રા ઉ બ ગુફ્તન ઝુન્નારો નમાઝ — ઉ બ્યાં મી કર્દ બા ઇશા બ રાઝ, સિરેં ઇંઝલીયુંનો ઝુન્નારો નમાઝ
વો બ્યાં કરતા થા ઇન લોગોંસે રાઝ, માઅનીએ ઇન્જીલો ઝુન્નારો નમાઝ
કરતો તે ઇંજીલનું વર્ણન તમામ, કહે તો ખ્રિસ્તિ ધર્મના ભકિતનું નામ

૪૪૭

ઉ બ્યાં મી કર્દ બા ઇશાં ફસીહ, દાએમન અઝ ફેઅલો અકવાલે મસીહ
ઉન્સે વો કરતાથા ગુફતારે ફસીહ, ઝિક્રે ફેઅલો ઝિક્રે અકવાલે મસીહ
કરતો વર્ણન હર ઘડી સૌ સાચી વાત, કાર્ય ને ઉપદેશ ઇસા સાક્ષાત

૪૪૮

ઉ બ ઝાહિર વાએઝે એહકામ બુદ, લેક દર બાતિન સફીરો દામ બુદ
વો બ ઝાહિર વાઇઝે એહકામ થા, ઔર બાતિનમેં સફીરે દામ થા
આજ્ઞાઓ જો કે તે કહેતો હતો, ગુપ્ત રીતે પણ શિકારી તે હતો

૪૪૯

બેહરે ઇં માઅની સહાબા અઝ રસુલ, મુલતમિસ બુદન્દ મક્રે નફસે ગુલ
થા યેહી બાઇસ કે અસહાબે નબી, પુછતે રહેતેથે હાલત નફસકી
મુસ્તુફાથી સૌ સ્હાબી પુછતા, કે બતાવો કાર્ય શયતાં નફસના

૪૫૦

કુચા આમેઝદ ઝે અગરાઝે નિહાં, દર ઇબાદત હા વ દર ઇખલાસે જાં
કયા મિલા દેતા હય અગરાઝે નિહાં, યે ખુલુસે બંદગીમેં ના ગહાં
ગુપ્ત ભકિતમાં ગરજ જયારે ભમે. કેમ ઇબાદતમાં મજા આવે અરે

૪૫૧

ફઝલે ઝાહિર રા નજસ્તન્દે અઝુ, અયબે બાતિન રા બ જસ્તન્દે કે ગુ
ફઝલ ઝાહિરકા ન કરતેથે સવાલ, અયબે બાતિનકીથી કરતે દેખ ભાલ
સદગુણો જાહેરને નોંતા ખોળતા, ગુપ્ત દુષણને ફકત ટંટોળતા

૪૫૨

મુ બ મુ ઝરરા બ ઝરરા મક્રે નફસ, મી શનાસીદન્દ ચું ગુલ અઝ કરફસ
મુનકે મક્રો નફસકા એક એક રાઝ, શ્વાસસે કુશ્વોંકા કરતે ઇમતિયાઝ
પ્રપંચોનો હરએક દગો ફટકો ખરો, જાણતા તે ગંધની પેઠે ખરો

૪૫૩

સુહ્બતઝાં હસલે હુઝેફા બા હસન, તા બદાં શુદ વઅઝો તઝકીરશ હસન
કુઅ્ઝ હઝીફાને હસનસે યે કહે, જીનસે વઅઝ ઇનકે બહોત મકબુલ થે
લાભ જે પામ્યા હુઝેફાથી હસન, એજ કારણથી હતાં ઉત્તમ વચન

૪૫૪

સુ શિનાફાને સહાબા જુમલા શાં, ખીરા અશતન્દે દરાં વઅઝો બ્યાં
નુકતા રસ ત્યારે સહાબી આપકે, દમ બ ખુદ રહેતેથે ઇનકે વઅઝસે
તે સહાબીમાં હતા જે જાણકાર, બોધથી આશ્ચર્ય પામ્યા સુ વિચાર

(૧૬)

જ્યારે પ્રધાને બોધ આપવો શરૂ કર્યો, ત્યારે લાખો ખ્રિસ્તિઓ તેની પાસે એકઠા થયા. તે તેમની આગળ ઇંજીલ ને ભકિતઓનું વર્ણન કરવા લાગ્યો. જાહેરમાં તો તે એક કથા હતી, પણ ખરૂં પુછો તો પક્ષીઓને પકડવાની જાળ હતી.

સહાબીઓ પણ એજ કારણથી મનરૂપી ભટકતા ભુતના પ્રપંચો માટે હઝરત રસુલે ખુદા (સ. અ.) ને પુછતા હતા. કેમકે એમને સમજ પડતી નહોતી, કે અમારી શુધ્ધ અંતઃકરણની ભકિતને મલિન કરી દે , તેમાં એ ભમતા ભુતની કાંઇ ગરજ છુપાએલી છે કે કેમ ? જાહેરની ભકિત માટે સહાબીઓ વધુ પુછતા ન હતા. પણ જે એઓ ગુપ્ત છે તે વિષે પુછ પરછ કરતા હતા. અને તેથી જેવી રીતે તાજા ફુલને અજમાવવાથી સુગંધ ઓળખાઇ જાય છે, તેમ તેઓ સેહલાઇથી અંતઃકરણની શુધ્ધિ અશુધ્ધીને ઓળખી શકતા હતા. અંતઃકરણની એબોથી વાકિફ થવાની ઇચ્છા રાખનાર સહાબીઓમાં એક હઝરત હુઝેફા (ર. અ.) હતા. તેઓ હમેશા અંતઃકરણના છળકપટ વિષેજ હઝરત રસુલે ખુદા (સ. અ.) ને પુછતા હતા અને તેથી તેઓ એ વિષે એટલું બધું જ્ઞાન ધરાવતા હતા, કે મોટા મોટા સહાબીઓ પણ તેમનું એ વિષેનું પ્રવચન સાંભળી દિંગ થઇ જતા હતા.

---

## યહુદી પ્રધાન સાથે ખ્રિસ્તીઓનો મેળ મેળાપ થવાનું વર્ણન

(૧૭)

૪૫૫

દિલ બદો દાદન્દ તરસાયાં તમામ, ખુદ ચે બાશદ કુવ્વતે તકલીદે આમ
ઉસકો દિલ દે બૈઠે ઇસાઇ તમામ, યે હે દેખો કુવ્વતે તકલીફે આમ
ખ્રિસ્તી સૌ એના અનુયાયી થયા. પુછયા વિણ ઘેટાના ટોળાં સમ વળ્યા

૪૫૬

દર દુરૂને સીના મેહરશ કાશતન્દ, નાયબે ઇસાશ મી પિન્દાશ તન્દ
બો કે દિલમે બીજ ઇશ્કે ઇશ્ક કે નાયબે ઇસા ઉસે કેહને લગે
રાખતા દિલમાં હતા તેઓ મહેર, નાયબે ઇસાજ કહેતા એની પેર

૪૫૭

ઉ પિસર દજ્જાલ યક ચશ્મે લઇં. અય ખુદા ફરિયાદ રસ નેઅમુલ મુઇં
વો તો થા એક ચુખ્મે દજ્જાલે લઇં, અય ખુદા ફરિયાદ અય નેઅમુલ મુઇં
છોકરો દજ્જાલ કાણાંનો હતો હે ખુદા તું છે અમારો આશરો

૪૫૮

સદ હઝારાં દામો દાનાસ્ત અય ખુદા મા ચું મુરગાને હરીસે બે નવા
લાખોંહી હંય દામો દાના અય ખુદા, હમમેં મુરગાને હરીસ બે નવા
જાળ ફેલાયો છે, દાણા છે, પડયા. પક્ષી છે એ લોભ લાલચના બધા

૪૫૯

હમ ચુ આદમ પા બરતએ દામે તો એમ,
હમ હૈં હરદમ કયદ તેરે દામ મેં
જાળમાં બેશક છે, સપડાયો, દરેક,

હર યકે ગર બાઝો સી મુર્ગે શવેમ
બાઝ યા સીમુર્ગ જો કુચ્છભી બને.
બાજ ને શુ હુમુર્ગનો અહીં શો વિવેક ?

૩૬૦

મી રિહાની હર દમે મારા વ બાઝ
તુ રહા કરતા હય કરકે સરફરાઝ
હર ઘડી તું છોડી દે અમને અમે,

સુએ દામે મી રવેમ અય બે નિયાઝ
ખુદહી ફંસજાતે હંય હમ અય બે નિયાઝ
પાછા આવી જાળમાં સપડાઇએ

૪૬૧

મા દરીં અંબારે ગંદુમ મી, કુનેમ
જમએ હંય અંબાર મેં ગંદુમ કરેં
રોજ ઘઉં કરીએ છીએ ભેગા અમે,

ગંદુમે જમ્અ આમદા ગુમ મી કુનેમ
ફિર ઘસી ગંદુમકો એકદમ કમ કરેં.
પણ જે છે કોઠાર તેને ભુલીએ

૪૬૨

મી બયન્દેશેમ આખિર મા બહોશ,
સોચતે હંય ફિર બસદ હોશો અમલ,
એ ન જાણ્યું બુદ્ધિએ કિન્તુ કદા,

કીં ખલલ અઝ ગંદુમસ્ત અઝ મકે મુશ
ગેહુંમેં ચુહે ને ડાલા હય ખલલ
ઘઉંમાં તો ઉંદર નો ડર રહે છે સદા

૪૬૩

મુશ તા અંબાને મા હફરા ઝદસ્ત
ચુહે કે રખનેસે નુકસાં હો ગયા.
ઉંદરે કાણું કર્યું ! કોઠારમાં,

વઝ ફનશ અંબારે મા વીરાં શુદ અસ્ત
જો કિયા થા જમ્એ વીરાં હો ગયા
નાશ દાણાનો થશે ક્ષણ વારમાં

૪૬૪

અવ્વલ અય જાં દફ્એ શરરે મુશકુન,
પહેલે અય દિલ બંદ કર ચુહેકા ઘર,
મારતી ઉન્દરની પહેલાં દુર કર,

વ આંગહ અંદર જમ્એ ગંદુમ જોશકુન
જમ્એ ગંદુમકે લિયે ફિર ફિક્ર કર
તે પછી તું ઘઉં તણું અંબાર કર

૪૬૫

બિશનવઝ અખબારે આં સદરે સુદુર
સુન હદીસોં મેં યે હય કવલે હુઝુર
સુરતુદ્દાનું વેણ આ શુણજો, જરૂર

લા સલાતા તમ્મા ઇલ્લા [illegible] હુઝુ
કુચ્છ નહીં હોતી ન[illegible] બે હુઝુ
પુરી ન થાએ ન[illegible] બે હુઝુ

૪૬૬

ગર ન મુશે દુઝદ દર અંબાન માસ્ત,
ઔર ચુહા ગર નહીં ઘરમેં ઘુસા,
કોઠીમાં ઉંદર જો પેઠો ચોર છે,

ગંદુમે આ અમાલે ચલ સાલા કુ જાસ્ત
કોન હય ગેહું અમલકે ખા ગયા.
ભક્તિ ચાલીસ વર્ષની પણ શું કરે.

૪૬૭

રેઝા રેઝા સિદક હર રોઝા ચરા,
થોડા થોડા સિદક હર દિન કિસલિયે,
થોડી થોડી પણ ભલાઇ રોજની,

જમ્આ મી નાયદ દરી અંબારે મા
જમ્આ હો સકતા નહીં દિલમેં તેરે
મારા ખાતામાં જમા કેમ ના થઇ

૪૬૮

બસ સિતારા આતિશ અઝ આહન જહીદ
આગકે તારે થે લોહેસે ઉડે,
આગ ચકમકથી ઝરે છે જે ઘડી.

વાં દિલે શોરીદા પિઝ રફ્તો કશીદ
પર દિલે શોરીદાને સબ રખ લિયે
દિલ બળેલો ખેંચી લે જલદી થકી

૪૬૯

મી નેહદ અંગુસ્ત બર પરતારહા
હાથ ઉન પર ડાલ દેતા હય કભી
આંગળી આ તણખા ઉપર રાખે તે

મેહ દર ઝુલમત ચકે દુઝદે નિહાં
ઉસ અંધેરે મેં મગર એક ચોર ભી
ચોર પણ અંધારામાં જે ગુપ્ત છે.

૪૭૦

તાકે નહરે ઝદ ચરાગે બર ફલક
તા ન ફયલે નુર ઉનકા તા સમા
નભ ઉપર દીવો ન સળગે જેથી એ

મી કુશદ ઉસ્તારહાં રા યક બયક,
ઉન સિતારોંકો વો દેતા હય બુઝા.
એક એક તણખો છુપાવી દે છે તે

૪૭૧

કે બુવદ બીમે અઝાં દુઝદે લઇમ
ચોરસે કયા ખવફ ફિર હમકો રહે
તો કુકર્મી ચોરની શી બીક હોય ?

ચું ઇનાયાતત શવદ બામાં મુકીમ
અર ઇનાયત હમપે તુ મવલા કરે
જો કૃપા તારી અમારી સાથ હોય

૪૭૨

ચું તું બા માઇ ન બાશદ હેચ ગમ
તુ જો અપના સાથી હો ફિર કયા હય ગમ
તું અમારી સાથ હો તો ડર ન હોય.

અર હઝારાં દામ બાશદ હર કદમ
સેંકડો ફંદે હોં ગો હર હર કદમ
ડગલે ડગલે જાળ પથરાએલી હોય

૪૭૩

મી રિહાની મી કુની અલવાહ રા
બોદ કર અલવાહ કરતા હય રિહા
તાબેદારીથી મળે મુકિત તદા

હર શબે અઝ દામે તન અરવાહરા
દામે તનસે રૂહકો હર શબ ખુદા
આત્મા પિંજરથી છુટે રાતમાં

૪૭૪

ફારિગાં બે હાકિમો મેહકુમે કસ
રેહતી હંય આઝાદ મુતલક સર બસર
રાજા પણ દોલતનો નવ ત્યારે ધણી

મી રહન્દ અરવાહ હર શબ ઝીં કફસ
ઉસ કફસસે ઉડકે રૂહેં રાત ભર
રાતે મુકિત પામે કેદી કેદથી

૪૭૫

શબ ઝે દોલત બે ખબર સુલતાનીયાં
બે ખબર દવલતસે સુલતાં ઔર પિસર
જાણે નવ કે કોણ હું ને કોણ તે

શબ ઝે ઝિન્દાં બે ખબર ઝિન્દાનીયાં
શબ કો ઝિન્દાંસે હંય કયદી બે ખબર
કોઇ લાભા લાભનો નવ તેહને

૪૭૬

ગુફત બઅઝદાં કુમ રકુદુન ઇન મરમ
ગારમેં આરામસે હંય કુછ રિજાલ
ખુદ ખુદા ફરમાવે છે હે મારા બાલ

હાલે આરિફ ઇં બુવદ બે ખ્વાબ હમ
નિન્દ બિન ભી હય યેહી આરિફકા હાલ
જાગ્રત વસ્થામાં આરિફનો એ હાલ

૪૭૭

ચું કલમ દર પંજએ તકલીબે રબ
પર હય દસ્તે હકમેં કિલકે ઇનકિલાબ
હકને તાબે જેમ લેખણની ગતિ

ખુફતા અઝ એહવાલે દુનિયા રોઝોશબ
રાત દિન દુનિયામેં હંય મેહવે ખ્વાબ
હાલ થી દુનિયાના ઉંઘ્યો રાતદી

૪૭૮

ફેઅલે પિંદારદ બ જુમ્બીશ અઝ કલમ
હય કલમકો લિખને વાલા જાનતા
જાણે પણ તે કાર્ય તો લહીઓ કરે

આંકે ઉ પંજા ન બીનદ દર રકમ
હાથ લિખનેમેં નહીં જો દેખતા
હાથના તાબામાં છે લેખણુ ખરો

(૧૭)

ખ્રિસ્તી લોકો ગાડરીયા પ્રવાહની પેઠે થોડાજ સમયમાં તે પ્રધાનની પાસે જમા થયા. કોઇ તપાસ કરતો ન હતો કે એ કોણ છે ? બધાએ પોતાના દિલમાં એની મોહબ્બતનું બી વાવ્યું હતું ને તેને હઝરત ઇસા (અ. સ.) નો પ્રતીનિધી માનતા હતા. પણ ખરૂ પુછો તો એ કાણા દજ્જાલનો છોકરો હતો. માટે હે ખુદા તું અમારી ફર્યાદ સાંભળ, તુંજ અમારો સહાયક છે. હે ખુદાવંદા લાખો દાણા ને જાળ અમને ફસાવવા તઇયાર છે, અને અમે એવા લોભી પક્ષીઓ છીએ કે એમાં સપડાઈ જત કશી વાર લાગતી નથી અમે બધા તેમાં ફસાઇએ છીએ ભલે ને અમારામાં કોઇ બાજ હોય કે ગરૂડ હોય તો એ શું ? તુંજ અમને એ જાળથી બચાવે છે. છતાં અમે તેની ફરિયાદ કરીએ છીએ. અમે કોથળામાં સુકૃત્ય રૂપી ઘઉં નો ભરીએ છીએ પણ તેમાં નિષ્કામ વૃતિ ન હોવાથી તે એળે જાય છે, તેથી અમારા ઘઉંમાં શી ખરાબી છે તે જોતા નથી. પણ વિચાર કરતાં જણાય છે કે ઇચ્છા રૂપી ઉંદર એનો નાશ કરે છે. એણે છુપી રીતે અમારા કોથળા સુધી સુરંગ ખોદી છે, તે કોથળામાંના ઘઉંનો નાશ કરે છે માટે પહેલાં તો એ ઉંદરની પીડા દુર કરવી જોઇએ, તે પછી ઘઉંનો સંગ્રહ કરવો જોઇએ ત્યારે તમારો ભંડાર સલામત રહેશે તે તમને ઉપયોગી થઇ પડશે.

હદીસ શરીફમાં છે કે 'લા સલાતા તંમ્મા ઇલ્લા બિલ હુઝુર' જ્યાં સુધી અંતઃકરણ રજુ ન હોય ત્યાં સુધી નમાઝ પુરી ગણાતી નથી. માટે વાસના રૂપી ઉંદર અમારા કોથળામાં ચોરી કરે છે, તે અમને હંમેશ ને ગફલતમાં નાખી પોતનું કામ કર્યે જાય છે, નહિ તો ૪૦ વરસ સુધી સુકૃત્ય રૂપી જે ઘઉં એકઠા કર્યા હતા તે ક્યાં ગયા ? જો એ ચોરી લેતા નથી તો રોજનો એક દાણો ગણીએ તો તેટલા દાણા પણ કોથળામાં તો નથી ! અમારી દિલરૂપી ભઠ્ઠીમાંથી હજારો તણખા ઉડયા ને અમે તપ ભકિતમાં લીન રહી કષ્ટ વેઠયું પણ તેથી એ કોઇ ફળ થયું નહિ. આ વાસના રૂપી ગુપ્ત ચોર તે એક એક તણખલાને ઝાલી ઝાલીને ઓલવી નાંખે છે કેમકે ઘરમાં જ્યારે ચોર પેસે છે ત્યારે દીવો ઓલવી નાખે છે. માટે તું રક્ષા કરે તો અમને એ ચોરની બીક નથી, ને એણે ડગલે ડગલે જે જાળ પાથરી છે, તેની પણ પરવા નથી.

અમે જોઇએ છીએ કે અમારો આત્મા કાયા રૂપી જાળમાં કેદ છે. ને તું તેને દર રાત્રીએ છોડી મુકે છે ને તે સ્વપ્નાવસ્થા ગણાય છે, એ વખતે તું એમાંથી શકિત ને લાગણી લઇ લે છે અને તેથી એ પાંજરામાંથો નીકળી આનંદથી ફરે છે, તે વખતે એ આત્મા એવો તો રાજી હોય છે કે જાણે કોઇ રાજા એ નથી ને કોઇ પ્રજાએ નથી, અને રાત્રે જેમ કેદખાનામાં કેદી ને ધન દોલતથો ધનવાન લોકો બે ખબર હોય છે, તેમ તે પણ આજાદ થઇ જાય છે રાત્રે કેદીને કેદખાનાનું ભાન નથી ને ધનવાનને પોતાની દોલતની ખબર નથી.

અરહાબે કહફની આંખો ઉઘાડી છે, તેથી જાણે તેઓ જાગેછે, પણ ખરૂ પુછો તો તે સુતેલા છે, જે લોકો ખુદાને ઓળખે છે. તેમની હાલત પણ જાગ્રતાવસ્થામાં એવીજ છે, લોકો જાણે છે કે તેઓ જાગે છે ને દેહ રૂપી કેદ ખાનામાં કેદ છે પણ તે તો સુતેલા છે ને કાયા રૂપી કેદથી મુક્ત છે, ખુદા ફરમાવે છે કે આરિફ લોકો દુનીયાની હાલતથી રાત દિવસ સ્વપ્નાવસ્થામાં છે અરહાબે કહફ માટે ફરમાવે છે કે અમે તેમને જમણી અને ડાબી બાજુએ પાસું ફેરવીએ છીએ એવીજ રીતે આરિફ લોકોના ગતિ ને પાસું ફેરવવાની હાલત છે જાહેર જોનાર એમ જાણે છે કે લખવાનુ કામ કલમ કરે છે, પણ રહસ્ય જાણનારા જાણે છે કે જેના હાથમાં એ કલમ છે, તેની મરજી પ્રમાણે કલમ કામ કરે છે

૭૯૧

તા બજાયે ઉ શનાસીમશ ઇમામ
તાકે ઇસ્કો માનલેં અપના ઇમામ
કે અમે તેને ગુરૂ ગણી થાપીએ

તાકે કારે મા અઝુ ગરદદ તમામ
પાયેં તકમીલ ઇસ્સે અપને સારે કામ
કામ સૌ કબજામાં તેના સોંપીએ

૭૯૨

સર હમા બર ઇખતિયાર ઉરા નહીમ
ઇસ્કે આગે સરકો અપને ખમ કરે
આજ્ઞા. ધારક બનીને બનીએ દાસ

દસ્ત બર દામાનો દસ્તે ઉં ઝ નીમ
હાથસે હમ ઇસકા દામાં થામ લેં
ઝાલીએ કર—ચાળ તેના આમો ખાસ

૭૯૩

ચું કે શુદ ખુરશીદો મારા કર્દ દાગ
દે ગયા સુરજ હમારા હમકો દાગ
કામ આ દેઇને ગયો સુરજ જદા

ચારા ન બુવદ બર મકામશ અઝ ચરાગ
લાઝમી ઉસ્કી જગા હે એક ચરાગ
દીવો તો તે સ્થાન પર કરવો સદા

૭૯૪

ચું કે શુદ અઝ પેશે દીદા રૂએ યાર
હો ગયા હે હમસે પિન્હાં રૂએ યાર
ચંદ્ર સમ જવ યારનુ મુખડું ગયું

નાયબે બાયદ અઝુમા યાદગાર
નાયબ ઉસકા ચાહીયે એક યાદગાર
ચેલો એનો જોઇએ, શું કહીએ વધુ

૭૯૫

ચું કે ગુલ બુગઝશતો ગુલશન શુદ ખરાબ
ગુલ હુવા રૂખસ્ત હુવા ગુલશન ખરાબ
ફુલ જઇને વાટિકા ઉજડ થઈ

બુએ ગુલરા અઝ કે જોયેમ અઝ ગુલાબ
બુએ ગુલ કિસ્સે મિલેગી જુઝ ગુલાબ
પુષ્પની સુગંધી શાથી ? ફુલ થી

૭૯૬

ચું ખુદા અંદર નયાયદ દર અયાં
જબ ખુદા હોતા નહીં હે ખુદ અયાં
જો ખુદા દુનિયામાં નવ જાહેર થાય

નાયબે હક અન્દ ઇ પયગમ્બરાં
નાયબે હક અમ્બીયા હેં બે ગુમાં
હકના નાયબ સર્વ પેગમ્બર ગણાય

૭૯૭

ને ગલત ગુફતમ કે નાયબ યા મનુબ
યે ગલત હે કયોં કે નાયબ ઓર મનુબ
ના એ ખોટું છે કે નાયબ કે મુનીમ

ગરદો પિન્દારી કબીહ આયદ ન ખુબ
માને જાયેં દો ? નહીં યે બાત ખુબ
જો ગણો જુદા તો છે અડચણ અસીમ

૭૯૮

ને દો બાશદ તા તુઈ સુરત પરસ્ત
યે હુઇ હે એહલે ઝાહિર કે લિયે
બે છે જ્યાં સુધી તને દેખાય રૂપ

પેશે ઉ યક ગશ્ત કઝ સુરત બરસ્ત
એક હેં એહલે નઝર કે સામને
રૂપ જાએ તો તે એકજ છે સ્વરૂપ

૭૯૯

ચું બ સુરત બિનગરી ચશમત દુઅસ્ત
દો નઝર આતી હેં ગો આંખેં તેરી
તં જરા જોતો ખરો આંખો ને બે

તુ બનુરશ દર નિગર કાં યક તો અસ્ત
નુર હે દોનોં મેં લેકિન એક હી
નુર બંનેમાં પરંતુ એક છે

૮૦૦

લા જરમ ચું બર યકે ઉફતદ બસર
આંખ પડતી હે અગર એક ચીઝ પર
કેમ એક વસ્તુ જુએ છે આંખ આ

આં યકે બાશદ દુનાયદ દર નઝર
દો નહીં આતી કિસીકો વો નઝર
એક છે તો બે ન દેખાએ કદા

૮૦૧

નુરે હરદો ચશ્મ નતવાં ફર્ક કર્દ
દોનો આંખો મેં હે એક નુર અય પિસર
ફેર બંને આંખોમાં શી રીતે થાય

ચું કે બર નુરશ નઝર અંદાખ્ત મર્દ
નુર પર ડાલે અગર કોઇ નઝર
નુર ઉપર તો નજર નાંખે જણાય

(૩૩)

એવી રીતે સરદારોને કહ્યા પછી પાછો ૪૦ દીવસ સુધી દરવાજો બંધ કરી દીધો. ૪૦ દીવસ પછી પોતે આપઘાત કરી મરી ગયો જ્યારે તેના અવસાનની ખબર લોકોને થઇ ત્યારે તેની કબર ઉપર લોકો એકઠા થયા ને કલ્પાંત કરી માથે ધુળ નાખી રૂડવા લાગ્યા. તે માણુસોની સંખ્યા ખુદા વિના બીજો કોઇ ગણી શકે નહિ. જેમાં અરબ, તુર્ક, રૂમી, કુર્દી પણ હતા. તેની કબરની માટી પોતાના માથાં ઉપર તેઓ નાખતા હતાં ને તેનો વિલાપ પોતાને માટે આશ્વાસન સમજતા હતા. આવી રીતે એક મહીના સુધી તેની કબર ઉપર લોહીની અશ્રૂધારા વહેવડાવી ગરીબ અમીર બધાએ મળી ત્યાં શોક કર્યો.

એક મહીના પછી અમીરોએ કહ્યું કે આપણામાંથી તેની ગાદીએ કોણ બેસેછે ? કે જેને અમે અમારો આગેવાન ગણીએ. ને અમારાં કામો તેની પાસે કરાવીએ. ને તેના સેવક થઇ તેની ચાળ પકડીએ, ને તેની સાથે કોલ કરાર કરીએ. અમારો સુર્ય તો ગયો ને અમને ડાઘ દઈ ગયો. તેની જગાએ દીવા વીના બીજો ઉપાય નથી. હવે તે મિત્ર નજરની સામે નથી તો તેની યાદગીરી રાખવી જોઇએ. કેમકે ખુદા પોતે તો મુર્તિમાન થઇ જગતમાં દેખાઈ શકતો નથી પણ તેના પ્રતિનિધિ છે તે પેગંબરો છે.

મેં જે કહ્યું કે પેગંબરો ખુદાના પ્રતિનિધિ છે એ મેં અસત્ય કહ્યું છે. કેમકે પ્રાતનિધિને મુખ્ય એ બંને વ્યકિતઓ પૃથક પૃથક ગણાશે તો એ મોટી ભુલ છે, એ બે જુદા નથી પણ જ્યાં સુધી તું મુર્તિપુજક છે તે છોડી અર્થની તરફ વલણ કરીશ ત્યારે તે તને એકજ દેખાશે કેમકે જ્યાં સુધી તું મુર્તિમાં લીન છે ને તેનેજ જુએ છે ત્યાં સુધી તારી આંખો બે છે પણ આ વલણને છોડી દેને તેના અસલ નુરને જો કે તે એકજ છે. જ્યારે બંને આંખોની દ્રષ્ટિ એકજ વસ્તુ પર પડશે ત્યારે બંનેના નુરને એકજ જોઈશ જે તને એકજ દેખાશે. બે દેખાશે નહિ તેથી જયારે માણુસ આંખના નુરને જોશે તો તે બંનેના નુરમાં ફેર દેખાશે નહિ તો પછી મુખ્ય શું ને પ્રનિતિધી શું ?

# બધા પગમ્બરો હક છે તે વિષે.

(૩૪)

૮૦૨

દેહ ચરાગ અર હાઝર આરી દર મકાં
દહ ચરાગ એક ઘરમેં રખ્ખે જાયે આફ
દીવા દશ એક ઘરમાં જો સળગાવીએ

હર યકે બાશદ બ સુરત ગેર, આં
સુરતોંમે અલ્બત્તા હોગા ઇખ્તિલાફ
રૂપમાં દર એક છે જુદો ખરે

૮૦૩

ફર્ક ન તવાં કર્દ નુરે હર યકે
નુરમેં હોગા ન ફર્ક અય નેક ખુ
ફેર તે પ્રકાશમાં શી રીતે થાય

ચું બનુરશ રૂએ આરી બેશકે
નુર બેશક ઇનકા જબ દેખેંગા તુ
જ્યારે તેના નુર પર દૃષ્ટિ જોવાય

૮૦૪

ગર તુ સદ સેબો સદ આબી બિશમરી
ગિનને કો સો સેબ ગિન લે સો બિહી
સો બીહી સો સેબ લેઈ ને જો તુ

સદ નુમાયદ યક શવદ ચું બિશફ્રી
એક હોંગી જબ નિચોડી જાયેગી
જો નિચોવે સોને દેખે એક તુ

૮૦૫

ઇત્તિહાદે યાર બા યારાં ખુશસ્ત
હે મુબારક દોસ્તોં સે દોસ્તી
યારની યારી થી ખુશ છે દોસ્તી

પાયે માની ગીર સુરત સર કશસ્ત
જબ ખુલે માનની તો સુરત છુપ ગઈ
અર્થ લે તો ગર્વ દેખાએ સહી

૮૦૬

સુરતે સરકશ ગુદાઝાં કુન બ રંજ
રંજ સે સુરત મેં પયદા કર ગુદાઝ
ગર્વની મુર્તિ ન દુઃખ થી બાળ અન્ય

તા બ બીની ઝેરે આં વેહદત ચો ગંજ
તા ખુલે ગંજીનએ વેહદત કા રાઝ
કે તુ પાયે એકતા જાણે કે ધન

૮૦૭

વર તુ નગુદાઝી ઇનાયત હાયે ઉ
વર ન રખ ઉસકી ઇનાયત સે નિયાઝ
જો તુ ઓગાળી ન દે એક બારગી

હમ ગુદા ઝદ અયે દિલમ મવલાએ ઉ
દેગા ખુદ મવલા તેરે દિલ મેં ગુદાઝ
દેશે ઓગાળી કૃપા તે મિત્ર ની

૮૦૮

ઉ નુમાયદ હમ બદિલહા ખ્વેશ રા
દિલ મેં અપની ઝલકીયાં લેતા હે વો
દિલમાં પોતાના તે દેખાડે છે યાર

ઉ બદોઝદ ખિરકએ દરવીશ રા
ખિરકએ દરવીશ સે દેતાહે વો
ખલકો તે દુરવેશનો શીવે છે યાર

૮૦૯

મુનબસિત બુદેમ યક ગવહર હમા
ગવહરે ફર્દ આહ હમ થે સબ કે સબ
ત્યાં અમે એક દ્રવ્ય વિસ્તારી હતા

બે સરો બે પા બુદેમ આં સર હમા
બે સરો બે પા બ હુકમે ખાસ રબ
પગને માથા વિણુ હતા, હક સર હતા

૮૧૦

યક ગુહર બુદેમ હમચું આફતાબ — બે ગિરહ બુદેમો સાફી હમચુ આબ
એક મોતી સે મિસાલે આફતાબ — બે ગિરહ ઔર સાફ થે હમ મિસ્કલ આબ
એક મોતી સુર્યની પેઠે અમે — ગાંઠ વિણુ નિર્મળ હતા પાણી પેઠે

૮૧૧

ચું બ સુરત આમદ આં નુરે સરહ — શુદ અદદ ચું સાયા હાયે કનગુરહ
નુરે ખાલિસ જબ હુવા સુરત પિઝીર — સાયાહાએ કંગુરા થે અકસ ગીર
રૂપમાં જવ આવ્યો તે નુરે ખુદા — કાંગરાની છાયા પેઠે બહુ થયા

૮૧૨

કંગુરહ વીરાં કુનેદ અઝ મનજનીક — તા રવદ ફર્ક અઝ મીયાને ઈં ફરીક
કંગરોં કો તોડ લેકર મનજનીક — દુર હો યે ઇમતિયાઝે હર ફરીક
તોડ તુ ગોફણથી સઘળા કાંગરા — ફેર આ સમજણ તણો ના રહે કદા

(૩૪)

જો તું તારા ઘરમાં ૧૦ દીવા સળગાવીશ તો જો કે રૂપમાં બધા ભિન્ન હશે પણુ પ્રકાશમાં બધા સરખાજ હશે જ્યારે પ્રકાશને જોઈશ ત્યારે બધાને એકજ સમજીશ હવે તું કુરાનના અર્થ જો અને કહે કે અમો રસુલોમાં કાંઇ ફરક કરતા નથી બધા સરખા છે. ને તેને માટે દાખલો આપી સમજણ પાડી છે કે સો સફરજન ને સો બીહીને કાપો ને સૌનો રસ એકઠો કરો તો તે સૌનો રસ એકજ થઇ જશે જેથી અર્થમાં સંખ્યા કે ભાગાકાર નથી. તે તો અસલ એકજ છે તેથી તને લાયક છે કે અર્થનો છેડો પકડ ને એમની સાથે મળી જા. રૂપને ન જો કેમકે તારામાં પણુ અર્થ છે અને દરેક વસ્તુમાં પણુ અર્થ છે. તેથી દરેક એક બીજાના સહાયક છે અને મિત્રોમાં એક સંપી થાય એજ ઉત્તમ છે પણુ રૂપમાં તો ગર્વ છે તેથી આ ગર્વિષ્ઠ રૂપને તપ ને ભક્તિથી પીગળાવી દેજે, જેથી એનીજ નીચે એકતાનો ખજાનો મેળવે, પણુ જો તુ પીગાળી નહિ દઇશ તો તેની કૃપા તેને ઓગળી દેશે. તે ઘણોજ દયાળુ છે તેનો દાસ મારૂં અંતઃકરણુ છે તે મહાન દયાળુ છે તેજ અમારા અંતઃકરણોમાં પોતાના દર્શન દે છે તેજ ફકીરોની ગોદડી શીવે છે અર્થાત ફકીર બનાવે છે. એક સમયે અમે બધા આનંદમાં હતા ને એક તત્ત્વ હતા હાથ પગ નહોતા ને બધા એકજ વીચારના હતા જેવી રીતે સુર્ય એક તત્વ છે જેમાં ગાંઠ ગળફો નથી જેવી રીતે પાણીમાં ગાંઠ હોતી નથી. જ્યારે સંપુર્ણ ને ખરા નુરે રૂપ ધારણુ કર્યું ત્યારે તેજ નુરમાંથી સંખ્યા થઇ જેવી રીતે કાંગરાના પડછાયા જુદા જુદા હોય છે, હવે તું તપ રૂપી ગોફણથી એ કાંગરાને તોડી નાંખ, તો નબીઓની વચ્ચેનો ફેર મટી જઇને તને એકજ નજર આવશે.

## રસુલે કરીમ સલ્લ૦ અને બીજા અંબીયાઓને ફરમાન.

(૩૫)

૮૧૩

| | |
|---|---|
| શરહ ઈંરા ગુફ્તમે મન અઝ મરે | લેક તરસમ તા ન લગઝદ ખાતરે |
| શરહે કરતા ઓર મે ઇસકી અભી | ડર યે હે લગઝિશ ન ખાયે દિલ કોઇ |
| આ હકીકત કહેત વિસ્તારીને હું. | પણ ન નાદાનો ડગી જાએ ડરે |

૮૧૪

| | |
|---|---|
| નુકતહા ચું તયગે અલમાસસ્ત તેઝ, | ગર ન દારી તુ સિપર વાપિસ ગુરેઝ |
| નુકતે હેં અલમાસકી માનિન્દ તેઝ, | ગર નહીં હે ઢાલ તો કરજા ગુરેઝ |
| તેગથી હીરાનો નુકતા તેજ આ | ઢાલ તારી પાસે નહીં ન્હાસી તું જા |

૮૧૫

| | |
|---|---|
| પેશે ઇ અલમાસ બે ઇસ્પર મયા | કઝ બુરીદન તેગરા ન બુવદ હયા |
| આ ન બે ઢાલ આગે ઇસ અલમાસ કે | તેગ કબ રૂકતી હે અપની કાટ સે |
| ઢાલ વિણુ આ તેમની પાસે ન આવ | ખુન કરતાં તેગ નવ સુણુશેજ રાવ |

૮૧૬

| | |
|---|---|
| ઝીં સબબ મન તેગ કદમ દર ગિલાફ | તાકે કઝ ખ્વાને ન ખ્વાનદ બર ખિલાફ |
| કર લિયા ચું તેગ કો મેને ગિલાફ | તા કોઇ કજ ખ્વાં ન સમઝે બર ખિલાફ |
| મીણીયાં માં રાખી મેં તલવાર આ | કે જો વાંચે ઉલટું કોઇ સમજે ના |

૮૧૭

| | |
|---|---|
| આમદેમ અંદર તમામી દાસ્તાં | વઝ વફાદારીએ જમ્એ દોસ્તાં |
| ખત્મ અબ કરતે હેં હમ યે દાસ્તાં | વો જમાઅત વો વફાએ દોસ્તાં |
| કરવા આવ્યો પુરૂં હું આ દાસ્તાન | મિત્રો રાજી થાય કે જે છે સુજાણ |

૮૧૮

| | |
|---|---|
| કઝ પસે ઈં પેશ્વા બરખાસ્તંદ | બર મકામશ નાયબે મી ખ્વાસતન્દ |
| પેશ્વા ઉટ્ઠે વહાં સબ બા શુઉર | એક નાયબ કા તકર્રૂર થા ઝુરૂર |
| તે પછી તે પેશ્વા ઉઠયા બધા | પાટે તેના કોઇને બેસાડવા |

(૩૫)

ઉપર જે હકીકત લખી છે તેનું સવિસ્તર વર્ણન પુરી કોશીશથી હું કરત પણ મને ધાસ્તી છે કે કોઈ નાદાનનું મન ડામાડોળ થઇ જઇ માન્યતા વિરૂદ્ધ કાંઇ કરી બેસે નહિ તેથી લખતો નથી. કેમકે હું જે નુકતા વર્ણવીશ તે વજની તલવાર કરતાં પણ તિક્ષણ છે. ને તેનાથી બચવાને બુદ્ધિરૂપી ઢાલ તારી પાસે નથી તેથી એવી તલવારની સામે ઢાલ વગર જવું ન જોઇએ. કારણકે તલવાર કોઇને કાપતાં શરમાતી નથી એટલા માટેજ તેં તલવારને મ્યાનમાં નાખી રાખી છે કે કોઇ આડો માણુસ તેની વિરૂદ્ધ કાંઇ બોલે નહિ કેમકે માણુસોની આગળ તેમની બુદ્ધિ પ્રમાણે વાત કરો તેથી લોકોને પાત્રતા પ્રમાણે વાત

કહેવાને અમે નીમાયા છીએ એવું ફરમાન છે તેથી નિરૂપાયે અમે પહેલાંથી કથા તરફ વળીએ છીએ કે એ કથા પુરી કરીએ ને તેના જે મિત્રો એકઠા થયા હતા તેમની મિત્રાચારીનું વર્ણન કરીએ કે જેઓ એના મરણ પછી એની ગાદીએ બીજાને બેઠેલા જોવાની ઇચ્છા રાખતા હતા.

## અમીરો અરસ પરસ લડી મર્યા તે વિષે.

(૩૬)

૮૧૯

યક અમીરે ઝાં અમીરાં પેશે રફ્ત, — પેશે આં કઓમે વફા અંદેશ રફ્ત
ઇન અમીરોંમેસે એક ઉઠ્ઠા અમીર, — સામને ઇસ કોમ કે આયા અમીર
આગળ આવી તે અમીરોમાંથી એક, — બોલ્યો કોમ આગળ તે રાખીને વિવેક

૮૨૦

ગુફ્ત ઇનક નાયબે આં મર્દે મન. — નાયબે ઇસા મનમ અંદર ઝેમન
બોલા મે નાયબ હું ઇસકા જાનીયે. — નાયબે ઇસા મુઝી કો માનીયે
બોલ્યો હું આ મર્દનો નાયબ બન્યો. — ઇસાનો નાયબ દરેક વ્યક્તિ તણો

૮૨૧

ઇનક ઇં તુમારે બુરહાને મનસ્ત — ઈં નયાબત બાદ અઝુ આને મનસ્ત
યે હે મકતુબ એક દલીલ અયસી કવી — બાદ ઉસ્કે યે નયાબત હે મેરી
સાબીતીમાં છે કિતાબ આ માહરી — આ કૃપાનો હું હવે બન્યો ધણી

૮૨૨

આં અમીરે દીગર આમદ અઝ કમીં — દઅવએ ઉ દર ખિલાફત બુદ હમીં
ફિર અમીર એક ઓર ઉટઠા સાથ હી — થા ન્યાબત કા વો અપની મુદદઇ
બીજો ત્યારે એક અમીર ત્યાં બોલ્યો — કે ખલીફા તો હવે હું છું થયો

૮૨૩

અઝ બગલ ઉ નેઝ તુમારે નમુદ — તા બર આમદ હર દોરા ખશ્મો જહુદ
ઉસ્ને બી એક ખત નિકાલા જેબ સે — દોનો ગુસ્સે મેં ઝગડને લગ પડે
પોતાની પાસેથી પુસ્તક કાઢીને — સૌને દેખાડીને બાઝયા બેઉ તો

૮૨૪

આં અમીરાને દિગર યક યક કતાર, — બર કશીદા તેગહાએ આબદાર
ઓર અમીર આયે કતાર અંદર કતાર, — સોંત કર હાથોંમેં તેગે આબદાર
બીજા પણ સઘળા અમીરો ઉભા થઇ, — ખેંચીને તલવારો લડવા લાગ્યા સહી

૮૨૫

હર યકે રા તેગો તુમારે બદસ્ત, — દરહમ ઉફતાદન્દ ચું પીલાને મસ્ત
તેગ ઓર તુમાર સબકે પાસથે, — મસ્ત હાથીકી તરેહ લડને લગે
તેગ ને પુસ્તક દરેકના હાથમાં, — માંહે માંહે હાથી સમ લડતા રહ્યા

૮૨૬

હર અમીરે દાશ્ત ખયલે એકશાં,    તેમહારા બર કશીદન્દ આં ઝમાં
થી હરેક કે સાથ એક તાકત બડી,    ખેંચ કર તલવાર આયે ઉસ ઘડી
તે સુભટ પ્રત્યેક સેવા નિજની લઇ,    ખેંચીને તલવાર લડવા લાગ્યા સહી

૮૨૭

સદ હઝારાં મર્દ તરસા કુશ્તા શુદ    તાઝે સરહાએ બુરીદા પુશ્તા શુદ
લાખોં ઘસાઈ વહીં એજાં હુવે    સર કટે ઇત્તને કે પુશ્તે લગ ગયે
ખ્રિસ્તીઓ લાખો તહાં માર્યા ગયાં    માથાના અંબાર તે ઠામે થયા

૮૨૮

ખું રવાં શુદ હમચુ સેલ અઝ ચપો રાસ્ત    કોહ કોહ અંદર હવાઝી ગર્દ ખાસ્ત
દાયેં બાયેં ખુન કી નદ્દી બહી    ગર્દ એ અંદાઝા મયદાં મેં ઉડી
બંને બાજુ લોહીની નદીઓ વહી    માટી સમ તેઓ થયા વામા નકી

૮૨૯

તુખ્મ હાયે ફિતનહા કો કિશ્તા બુદ    આફતે સરહાયે ઇશાં ગશ્તા બુદ
બીજ ફિત્નોં કા જો થા વો બો ગયા    વો સરોં કો એક આફત હો ગયા
તેણે બી કંકાસનું ત્યાં વાવીયું    કષ્ટ તેણે માથે તેમના થાપિયું

૮૩૦

જોઝહા બિશકસ્તો આં કો મગઝ દાશ્ત    બાદ કુશ્તન રૂહે પાકે નગઝ દાશ્ત
તુટે અખરોટ ઔર જીન્મેં મગઝ થા    રૂહ ઉનકી પાકથી બાઅદે ફ્રના
પાકને નાપાક સઉ માર્યા ગયા    પાક પામીને મરણ પાકજ રહ્યા

૮૩૧

કુશતનો મુરદન કે બર નકશે તનસ્ત    ચું અનારો સેબરા બિશકસ તનસ્ત
મરને કટનેકા હૈ જીસ્મોં પર મદાર    જીસ તરાહ તોડે કોઇ સેબો અનાર
સેબ ને દાડમ જે રીતે તુટે છે.    કત્લ ને મરવું બરાબર એ સમે

૮૩૨

આં ચે શીરીંનસ્ત આં શુદ યાર દાંગ    વાંચે બોસીદસ્ત નબુવદ ગેર બાંગ
જો હૈ શીરીં ઉન્કા પાની હૈ લતીફ    જો હૈ બોસીદા વોહી હોગા કસીફ
જે હતું મીઠું તે અમૃતસમ હતું    જે હતું કોહેલું તેમાં નવ કશું

૮૩૩

આંચે પુર મગઝસ્ત તું મુશકસ્ત પાક    વાંચે બોસીદસ્ત ન બુવદ ગેરે ખાક
મુશ્ક કી માનિન્દ હૈ પુર મગઝો પાક    જો હૈ બોસીદા વો હો જાયેગા ખાક
કસ્તુરીની પેઠે છે તે તો પવિત્ર    ને સડેલું જાયે માટીમાં ખચિત

૮૩૪

આંચે બા માઅનીસ્ત ખુદ પેદા શવદ    વાંચે બા માઅનીસ્ત ખુદ રૂસ્વા શવદ
જીસ્મેં માઅની હૈં વો ખુદ હોગા અયાં    ઔર બે માઅનીકો હૈં રૂસ્વાઇયાં
અર્થ વાળાની જગતમાં ખ્યાતિ છે    છે નિરર્થક તેની બદનામી ખરે

૮૩૫

રવબ મઅની કોશ અય સુરત પરસ્ત
કર તલાશે માઅની અય ઝાહિર નિગર
જા હવે જાહેરમાં જઇને અર્થ પામ

ઝાં કે માઅના બરતને સુરત પર અસ્ત
ક્યોંકે માઅની જીસ્મકે હેં શકલ પર
અર્થ તારા તનમાં છે ભર્યા તમામ

૮૩૬

હમનશીં એહલે મઆની બાશ તા
હમનશીં હો એહલે માઅની કા યહાં
તે પડોશી અર્થનો તું થા ધણી

હમ અતા યાબીઓ હમ બાશી ફતા
હોગા ઇન્કે ફયઝસે મર્દે જવાં
જેથી બખશિશને કૃપા પામે ઘણી

૮૩૭

જાને બે માઅની દરીં તન બે ખિલાફ
જીસ્મમેં યું જાને બે માઅની હે સાફ
છે નિરર્થક જીવ તનમાં બે ખિલાફ

હસ્ત હમ ચું તયગે ચોબીં દર ગિલાફ
કાઠકી તલવાર પર જયસે ગિલાફ
લાકડાની તેગ પર જેવો ગિલાફ

૮૩૮

તા ગિલાફ અંદર બુવદ બા કીમતસ્ત
હે ગિલાફ ઇસપર તો વો હે કીમતી
જ્યાં સુધી છે મ્યાનમાં તે કીમતી

ચું બિરૂં શુદ સોખ્તન રા આલતસ્ત
બાહર આ જાયે તો એંધન હે વોહી
પણ બહાર આવે તો લાયક આગની

૮૩૯

તેગે ચોબીંરા મબર દર કાર ઝાર
કાઠકી તલવાર ઓર ફિર કારઝાર ?
કાષ્ટની તલવાર લઇ રણમા ન જા

બિનગર અવ્વલ તા ન ગરદદ કારઝાર
દેખલે ના કામીએ અંજામ કાર
કામ જેથી તારૂં બગડે નવ તહાં

૮૪૦

ગર બુવદ ચોબીં બીરો દીગર તલબ
હો જો લકડી કી તો ઇસકો ફેંક દે
કાષ્ટની જો હોય તો તું બીજી લા

વર બુવદ અલમાસ પેશ આ બા તરબ
ઓર જો હો અલમાસ કી આ શોકસે
હોય જો હીરાની તો નિશ્ચિત જા

૮૪૧

તેગે દર ઝરરાદ ખાના અવલીયાસ્ત
તેગ કા ઘર હે મકાને અવલીયા
ઓલીયા તલવાર છે ભંડારમાં

દાદને ઇશાં શુમારા કીમીયાસ્ત
દેખના ઇનકા હે ગોયા કીમીયા
તેમનાં દર્શનને તું ગણ કીમીયા

૮૪૨

જુમ્લા દાનાયાં હમીં ગુફતા હમીં
કવલ યે દાનાઉંકા હે બિલ યકીં
સર્વ દાનાઓ કહે છે કર યકીન

હસ્ત દાના રહેમતુલલિલ આલમીં
સબસે હે બરતર હબીબે મુરસલીં
બસ છે દાના રહમતુલલિલ આલમીન

૮૪૩

ગર અનારે મી ખરી ખંદાં બ ખર
લે શિગુફતા સા જો લેના હે અનાર
ખાય તું દાઢમ તો ખુલ્લું જોઈ ખા

તા દહદ ખન્દા ઝેદાના ઉ ખબર
તાકે હો દાનોંકી હાલત આશ્કાર
દાણાથી જાણીશ કે ઉતમ છે આ

૮૪૪

અય મુબારક ખંદાઅશ કે અઝ દહાં
હે હંસી ઉસકી જો મુંહસે બર મલા
જો તું તેને હસતું કેવું તેનું મો

મી નુમાયદ દિલ ચુ દુર અઝ દુર્જે જાં
દુર્જ જાં સે દિલકા મોતી દે દિખા
દાબડામાં જાણે કે મોતી ન હો

૮૪૫

ના મુબારક ખંદએ આં લાલા ખુદ
ખંદએ લાલા ન થા રાહત ફિશાં
લાલાનું હસવું હતું ભુંડું ખરે

કઝ દહાને ઉ સવાદે દિલ નમુદ
દિલકી તારીકીથી સુરતસે અયાં
મનનું અંધારૂં બતાવે મોંથી તે

૮૪૬

યક ઝમાને સોહબતે બા અવલીયા
અવલીયાનો સંગ પળનો પણ ભલો
ઓલીયાનો સંગ પળનો પણ ભલો

બેહતર અઝ સદ સાલા તાઅત બે રિયા
બે રિયા સો સાલા તાઅતસે સિવા
સો વરસ નિર્દંભ ભક્તિથી ખરો

૮૪૭

ગર તુ સંગે ખારા વ મરમર શવી
ચાહે તુ પત્થર હો અય મરદુમ શનાસ
તો તું છે પત્થર કે આરસ પહાણુ છે

ચું બ સાહબ દિલ રસી ગવહર શવી
મોતી બન જાયેગા સાહબ દિલકે પાસ
ઓલીયાથી જો મળે મોતી બને

૮૪૮

મેહરે પાકાં દરમીયાંને જાં નિશાં
જાનકો પાકોંકે સદકે કીજીયે
રાખ દિલમાં પ્રેમ સદ ગુણીઓનો તું

દિલ મદેહ ઇલ્લા બ મેહરે દિલ ખુશાં
દિલ ફક્ત ઝિંદા દિલોંકો દીજીયે
ઓલીયા વિણુ દિલ ન દે બીજાને તું

૮૪૯

કુએ નઉમીદી મરવ ઉમ્મીદ હાસ્ત
હો ન માયુસ આસ કે ધજ હેં બોહોત
ના ઉમેદીમાં ન જા ઉમ્મીદ છે.

સુએ તારીકી મરવ ખુદશીદ હાસ્ત
જા ન તારીકીમેં સુરજ હેં બોહોત
જા ન અંધારામાં ત્યા ખુરશીદ છે

૮૫૦

દિલ તુરા દર કુએ એહલે દિલ કશીદ
કુએ એહલે દિલમેં દિલ લાયા તુઝે
પાસે વલીઓની તને લઇ જાય મન

તન તુરા દર હબ્સ આબો ગિલ કશીદ
હબ્સ આબો ગિલમેં ખીંચા જીસ્મને
પાણી માટીમાં તને લઈ જાય તન

૮૫૧

હીં ગિઝાએ દિલ બિદેહ અઝ હમ દિલે
એહલે દિલસે લે કે દિલકો દે ગિઝા
સદગુણીથી અન્ન લઇને દિલને આપ

રૂ બ જુ ઇકબાલ રા અઝં મુકબિલે
ઓર કિસી મુકબિલસે ઢુંઢ ઇકબાલ જા
ભાગ્યશાળીથી સુભાગ્ય લઈને સ્થાપ

૮૫૨

દસ્ત ઝન દર ઝેલે સાહબ દવલતે
સાહબે દવલતકા દામન થામ લે
એવા ધનવાનોની ઝાલીબે તું ચાળ

તાઝે ઇફઝાલશ બયાબી રફઅતે
તાકે પાયે રફઅત ઉસકે લુત્ફસે
પદવીઓ મોટી મળે તુજને કમાલ

૮૫૩

સોહબતે સાલેહ તુરા સાલેહ કુનદ        સોહબતે તાલેહ તુરા તાલેહ કુનદ
સોહબત અચ્છી નેક કર દેગી તુઝે        સોહબતે બદસે બુરાઇહી મિલે
રૂડાની સંગત તને રૂડો કરે        ભુંડાની સંગત તને ભુંડો કરે

(૩૬)

જ્યારે લોકોએ પ્રતિનિધિની ઇચ્છા દેખાડી ત્યારે એક અમીર તેમાંથી ઉભો થયો ને બોલ્યો કે હું તે પ્રધાનનો ને હજરત ઇસા (અ. સ,) નો પ્રતિનિધિ છું અને મારી પાસે મારા પુરાવા માટે આ પુસ્તક છે તે જુઓ, એ સાંભળી એક બીજા અમીરે પ્રતિનિધિ પણાનો દાવો કર્યો ને બગલમાંથી પુસ્તક કાઢીને દેખાડયું આથી તે બંનેમાં વિરોધ પડયો. બીજા જે અમીરો હતા તે પણ હારબંધ ગોઠવાઇ પાણીદાર તલવારો ખેંચી ઉભા થયા એવી રીતે દરેકના હાથમાં તલવાર ને પુસ્તક હતાં છેવટે તેઓ મસ્તાન હાથીની પેઠે એક બીજાની સાથે લડવા લાગ્યા. દરેક અમીરની તેહનાતમાં એક જબરૂં ટોળું હતું તેથી તેઓ બધી તલવારો કાઢી લડવા લાગ્યા ને એવી રીતે લાખો ખ્રિસ્તી માર્યા ગયા ને માથાના ઢગલા થઇ ગયા ને લોહીની નદીઓ વહેવા લાગી. ને બધું જગત ધુળથી ખરડાઇ ગયું ને તે દગાબાજ પ્રધાન જેણે આ કંકાસનું બી વાવ્યું હતું તે આ માથાઓ માટે આફત રૂપ થઇ ગયો આ લડાઈ એવી અસાધારણ હતી કે તેમાં દરેક પ્રકારના માણસો માર્યા ગયા. જાણે અખરોટ ભાંગવામા આવ્યાં કે તેમાંના જે લોકમાં ગર હતો તે કેટલાકમાં નહતો. જેઓમાં ગર હતા તેઓના આત્મા તો મરણ પછી પણ પવિત્ર રહ્યા. માર્યા જવું અને મરવું એ જે લખાણ તન ઉપર જારી છે એ સેબ અને દાડમને તોડવા જેવું છે. જે મીઠા છે તે તો કીમતી છે જે કોહેલાં છે તે ખરાબ છે તેને તો તોડતી વખતે જે સાદ થાય છે તેજ છે બીજું કાંઇ નથી ને નકામું છે. જેમાં ગર છે તે કસ્તુરીની પેઠે પાક છે ને કોહેલું બગડેલું છે તે માટિ જેવું છે. જેઓ કીમતી છે તેમની કીમત ઝટ જણાઇ આવે છે ગુપ્ત નથી. હે રૂપના પુજક રૂપમાં શું ફસાઇ ગયો છે જા, અર્થ માટે પ્રયત્ન કર કેમકે અર્થ આ કાયા ઉપર સવાર છે માટે અર્થ જાણનારા વિના બીજા કોઇની પાસે બેસીશ નહિ કેમકે એમ કરવાથી તેમની સંગતની તને બક્ષિશ પણ મળશે અને જવાંમરદ પણ થઇશ. કેમકે ખુદાને જે તલબ કરે છે તે પુરૂષ છે એમ કહ્યું છે. કેમકે જે જીવ બે મારેફત છે તે એવો છે જેવો લાકડાની તલવાર, તનના મીણીઆમાં છે. જ્યાં સુધી મીણીઆમાં છે ત્યાં સુધી કીમતી છે દરેકની સામે તેની આબરૂ છે પણ શરીરના મીણીઆમાંથી નીકળી એટલે બાળવા લાયક બળતણ છે. એ વિના કાંઇ નહિ. તો જ્યારે તારી પાસે આ કાષ્ટની તલવાર છે તો એને લઇને લડાઇમાં ન જા. બલ્કે પહેલાં જોઇલે કે તારૂં કામ ખરાબ ન થાય. જો લાકડાની છે તો જા બીજી શોધી કાઢ પણ પોલાદની છે તો રાજી થા ને નિડરતાથી મુકાબલો કર. જો ભલે કાષ્ટની તલવારને બદલે બીજી શોધવી હોય તો એ ઓલીયાની દુકાનમાં મળશે ત્યાં તારી કાષ્ટની તલવાર લઇ જા ને જેવી જોઇએ તેવી બદલી લાવ કેમકે ઓલીયાના દર્શન તમારે માટે કીમીયો છે જેથી અંતઃકરણ પલટાઇ જાય છે ને ત્રાંબાનું સોનું થઇ જાય છે. આદીથી આજ સુધી બધા દાનાઓ એવુંજ કહેતા આવ્યા છે કે દાના એટલે ખુદાને ઓળખનારા મહાસ્યો જગતને માટે ખુદાની કૃપા છે કેમકે જો દાડમ વેચાતું લેવું હોય તો ખુલ્લા મોંનું

લેજે, જેથી તેનાં બીની ખબર પડે. તું જરા જો તો ખરો કે તેનું મોં કેવું હસતું છે ને પોતાનું મોતી જેવું દિલ જીવ રૂપી દાબડીમાંથી દેખાડે છે પણ હસવું એ બરાબર નથી લાલા પણ હસે છે પણ તેથી તેના દિલની કાળાશ દેખાય છે માટે સંપુર્ણ અને આશિકને શોધીને તેનો ગ્રાહક થા. અધુરા ને જાહેલનો થઈશ નહિ કેમકે ઓલીયાની એક પળની સંગત પણ સો વરસની દંભ વિનાની ભક્તિ કરતાં ઉત્તમ છે તું ગમે તો આરસ પહાણ છે કે ગમે તો કઠણ પત્થર છે પત્થરજ છે પણ જો કોઇ પાક અંતઃકરણવાળાને મળી જઇશ તો હીરો થઇ જઈશ. માટે પાક લોકોની મોહબ્બત મનમાં રાખ ને આનંદી લોકો વિના બીજાની પ્રીતિ ન કર. આનંદો તે છે જેનું મન રાજી હોય. અને સારૂં હોય. દુન્યાના શોકથી પાક હોય તું નિરાશાની ગલીમાં ન જા કેમકે આશાઓ મોજુદ છે તું અંધારામાં ન જા કેમકે સુર્યોદય થયો છે સંપુર્ણ લોકો મોજુદ છે અધુરાઓમાં કેમ જાય છે એ પારંગત લોકોજ આશા છે ને અધુરા લોકો નિરાશા છે. પહેલા લોકો સુર્ય છે ને બીજા અંધારૂં છે. તારૂં મારૂં મન તો મનવાળાઓની ગલીમાં ખેંચી જાય છે પણ કાયા પાણી ને માટીની કેદમાં નાખે છે માટે તું હુશીઆર થા ને તારા મનને કોઇ ખરા અંતઃકરણ વાળાનો ખોરાક ખવરાવ ને કોઇ ભાગ્યશાળીની પાસે જઇને ભાગ્ય શોધ ને એવા ધનવાન માણસની ચાળ ઝાલ કે ઉન્નતિ પામે. સારી પેઠે જાણી લે કે સારાની સંગતથી સારો થઇશ ને નઠારાની સોબતથી નઠારો થઇશ.

---

## ઇંજીલમાં હઝરત રસુલે ખુદા સલ૦ નાં વખાણ.

(૩૭)

૮૫૪

| | |
|---|---|
| ભુદ દર ઇંજીલ નામે મુસ્તુફા | આં સરે પયગમ્બરાં બેહરે સફા |
| દર્જ થા ઇંજીલમેં નામે નબી | સરવરે પયગમ્બરાં વ સરવરાં |
| મુસ્તુફાનું નામ હતું ઇંજીલમાં | કે જે છે સરદાર અંબીયાઓ તણા |

૮૫૫

| | |
|---|---|
| ભુદ ઝિક્રે હુલીયાહાઓ શકલે ઉ | ભુદ ઝિક્રે ગઝવો સવમો અકલે ઉ |
| ઉનકે હુલીયે ઓર સુરતકા થા ઝિક્ર | રોઝઓ જંગો ફઝીલતકા થા ઝિક્ર |
| આપના હુલીયા તણું વર્ણન હતું | જંગોનું અપવાસનું બીજું બધું |

૮૫૬

| | |
|---|---|
| તાયેફા નસરાનીયાં બેહરે સવાબ | ચું રસીદન્દે બદાં નામો ખિતાબ |
| બાઅઝ નસરાની જો થે એહલે નઝર | જબ પહોંચ જાતે થે ઈન કે નામ પર |
| ખ્રિસ્તીઓનું એક ટોળું જે હતું | મુસ્તુફાનું નામ જ્યારે ભાળતું |

૮૫૭

| | |
|---|---|
| બોસા દાદન્દે બદાં નામે શરીફ | રૂનિહાં દન્દે બરાં વસ્ફે લતીફ |
| નામ કો દેતે થે બોસા ચુમ કર | વસ્ફ સુન્તે મસ્ત હોતે ઝુમકર |
| લેતા ચુંબન નામનું કે પુણ્ય થાયે | માન આપી નામ પણ લેતા સદાય |

૮૫૮

અંદરીં ફિતના કે ગુફતમ આં ગિરોહ
ઇસ લડાઇમેં થા જીસ્કા ઝિક્ર અભી
ઉપલાં ફિતનામાં તે ટોળું બધું

અય મન અઝ ફિતના બુદન્દો અઝ શિકોહ
ફિત્ને સે એ ખત્રફ થે યે આદમી
શાંતિમાં રહી દુઃખ ન કાંઇ પામિયું

૮૫૯

અય મન અઝ શર્રે અમીરાનો વઝીર
સબકે શરસે થે યે મેહફુઝે નિગાહ
દુષ્ટ લોકોને સુભટ આફત થકી

દર પનાહે નામે એહમદ મુસ્તજીર
લે ચુકે થે નામ એહમદ કી પનાહ
નામ એહમદથી રહયા આરામથી

૮૬૦

નસ્લે ઇશાં નેઝ હમ બિસ્યાર શુદ
નસ્લ ભી ઇનકી બોહોત બઢતી ગઇ
તેમની અવલાદમાં વૃદ્ધિ થઇ

નુરે એહમદ નાસિર આમદ યાર શુદ
નુરને એહમદ કે નુસરત ઉનકો દી
નુરે એહમદે મદદ તેમની કરી

૮૬૧

વાં ગિરોહે દીગર અઝ નસરાનીયાં
દુસરે થે જો નસારા બે ઝલીલ
બીજા ખ્રિસ્તી નામ લેતાં આપનું

નામે એહમદ દાસ્તન્દે મુસ્તહાં
નામ એહમદ કો સમજતે થે ઝલીલ
ડરતા તવ અપમાન ને કહેતાં બુરૂં

૮૬૨

મુસ્તહાનો ખ્વાર ગશ્તન્દ અઝ ફિતન
વો ઝલીલો ખ્વાર ફિત્નોંસે હુવે
તે થયા રૂસ્વા ને આફતમાં પડયા

અઝ વઝીરે શુમ રાયે શુમ ફન
સબ વઝીરે શુમ કે મેહકુમ થે
નાખ્યા તા ફિત્ના વઝીરે જે કે આ

૮૬૩

મુસ્તહાનો ખ્વાર ગશતન્દ આં ફરીક
થા ઝલીલો ખ્વાર બેહદ વો ફરીક
ટોળું એ રૂસ્વા થયું બદનામ થઇ

ગશ્તા મેહરૂમ અઝ ખુદો શરતે તરીક
ખો દિયા ખુદકો ભી ઓર શર્તે તરીક
તે થયા હત ભાગ્ય ભ્રષ્ટતાથી નકી

૮૬૪

હમ મુખબ્બત દીને શાને હુકમે શાન
ખબ્ત ઇનકા દીન ભી થા હુકમભી
ધર્મ તેઓનો થયો તદ્દન ખરાબ

અઝ પએ તુમાર હાએ કઝ બયાન
કયોં કે બે માઅની થે તુમાર આપહી
આવાં જુઠાં પુસ્તકોથી બે હિસાબ

૮૬૫

નામે એહમદ ચું ચુની યારી કુનદ
નામે એહમદમેં યે હે યારી તુ યાર
નામ એહમદનું કરે આવી સહાય

તાકે નુરશ ચું મદદગારી કુનદ
નુર ઉસ્કા હોગા કિતના સાઝગાર
નુર કેમ આપે મદદના છે ન્યાય

૮૬૬

નામે એહમદ ચું હિસારે શુદ હસીં
નામે એહમદ નવ હે એક પુખ્તા હિસાર
કિલ્લો નામ એહમદનો જો મજબુત હોય

તાચે બાશદ ઝાતે આં રૂહુલ અમીં
ઝાતકો હોગા ન જાને કયા વિકાર
શું કહું રૂહુલ અમીંની જાત હોય

(૩૭)

ઇન્જિલમાં પેગંબરોના સરદાર ને સફાઈના દરીઆ હઝરત મોહંમદ (સ.અ. નું નામ હતું, તથા તેમના રૂપરંગનું લડાઇઓનું ને ઉપવાસ તથા ખાવા પીવાનું પણ વર્ણન હતું. ખ્રિસ્તિઓનું એક ટોળું હતું, કે જ્યારે તેમના વાંચવામાં એ આવતું ત્યારે આપના પવિત્ર નામને ચુમી લેતા હતા ને આપના વર્ણન ઉપર શુભાસ્થાના કારણથી પોતાનું મોં મુકતા હતા કે જેથી મોહોબત દેખાઇ આવે છે. હવે અમે ઉપર વર્ણન કર્યું એ ગરબડ જ્યારે મચી ત્યારે એ લોકો એ ઉથલ પાથલથી બચી ગયા અને એમને સરદારો તરફથી કાંઇ કષ્ટ પડયું નહિ તેમજ એ લોકો પ્રધાનના કાવત્રાથી પણ બચી ગયા. ને પેગંબર સાહેબના નામની બરકતથી સુરક્ષિત રહયા તેમજ હઝરતનું નુર એમનું મદદગાર હતું તેથી એમની વંશ વૃદ્ધિ પણ ઘણી થઇ પણ બીજા ખ્રિસ્તિઓ કે જેઓ હઝરતનું નામ તિરસ્કારથી લેતા હતા તેઓ આ ગરબડમાં ખુવાર થયા. અને પ્રધાને જે ગરબડ મચાવી હતી તેમાં ફસાઈ ગયા તેમજ આ ટોળું અપમાનિત થયું ને એમને સીધો રસ્તો મળ્યો નહિ પણ ભટકેલાજ રહયા એમનાં ધર્મ અને કાયદા બધા ખોટા હતા. આ ઉપરથી વિચારો કે અહમદનું નામ આવી મદદગારી કરે તો એમનું નુર તો કેટલી બધી સહાય કરે ! એમનું નામ એક સુરક્ષિત કીલ્લા જેવું છે તો એમની જાત કેવી ઉત્તમ હશે ? હવે એ પ્રધાને જે ગરબડ કરી હતી તેનું શું પરિણામ આવ્યું તે આગળ આવશે.

---

## ખ્રિસ્તી ધર્મમાં બરબાદી કરનાર બીજા યહુદી બાદશાહની વાત

---

(૩૮)

૮૬૭

બાદ અઝીં ખું રેઝ દરમાં ના પિઝીર. — કંદર ઉફતાદ અઝ બલાએ આં વઝીર
બાદ ઈસ હંગામે કે અયે મર્દે પીર, — જો હુવા બરપા પયે મરગે વઝીર
દુષ્ટ પ્રધાને દગો જે કાંઇ કર્યો, — તેથી તે લોકોમાં ટંટો થઇ પડયો

૮૬૮

યક શહે દીગર ઝે નસલે આં જહુદ, — દર હલાકે કવમે ઇસા રૂ નમુદ
ઓર એક ઝાલિમ યહુદી બાદશાહ, — કરને ઉટઠા કવમે ઈસા કો તબાહ
ખ્રીસ્તીઓનો ખાસ દુશ્મન થઇ પડયો — એક યહુદી પાદશા તે જાતનો,

૮૬૯

ગર ખબર ખ્વાહી અઝીં દીગર ખુરૂજ, — સુરા બરખ્વાં વસ્સમા ઝાતલ બુરૂજ
હો તુઝે મઅલુમ સબ હાલે ખુરૂજ, — પઢ યે સુરત વસ્સમા ઝાતલ બુરૂજ
જાણવા ચાહે અગર તેનું ખુરૂજ, — પઢ તુ સુરત વસ્સમા ઝાતલ બુરૂજ

૮૭૦

સુન્નતે બુદ કઝ શહે અવ્વલ બઝાદ, — ઈં શહે દીગર કદમ બરવે નિહાદ
પહેલે ને પયદા કિયા જો રાસ્તા. — દુસરાભી ઉસકે કદમોં પર ચલા
પહેલા શાહથી બદ થઇ સુન્નત અદા, — બીજા પણ તે માર્ગ ઉપર ચાલિયા

૮૭૧

હર કે ઉ બનિહાદ નાખુશ સુન્નતે,     સુએ ઉ નફરીં રવદ હર સાઅતે
જિસ્ને એક સુન્નત બુરી ઇજાદ કી,     નફરતેં ઇસપર રહેંગી હર ઘડી
ખોટો રસ્તો તેણે કોઇ જારી કર્યો,     ટોટો તેથી હર ઘડી તેને થયો

૮૭૨

નેકવાં રફતન્નદો સુન્નતહા બ માન્દ     વઝ લઇમાં ઝુલ્મો લાઅનતહા બ માન્દ
નેકોંકી બાકી હેં અબતક સુન્નતેં,     ઓર બુરોં કે ઝુલ્મ પર હેં લાઅનતેં
સૌ ગયા સારો રવઇયો રહી ગયો,     ભુંડાનો ફિટકાર પણ બાકી રહ્યો

૮૭૩

તા કયામત હર કે જીન્સે આં બદાં,     દર વુજુદ આયદ બુવદ રૂયશ બદાં
તા અબદ જો કોઇ ઇનકી જીન્સ સે.     હોગા પયદા ઇસ તરફ માયલ રહે
તે નઠારાની થઇ ઓલાદ જે,     તે રીવાજો ને અનુસરીઆજ તે

૮૭૪

રગ રગસ્ત ઇ આબે શીરીં આબે શુર,     દર ખલાયક મી રવદ તા નફખે સુર
ચશ્મએ શીરીંનો આબે પુર નમક,     જારી દુનિયામેં રહેગા હશ્ર તક
ખારૂં મીઠું પાણી નસ નસમાં જે છે,     તે ક્રિયામત સુધી બસ જારી રહે

૮૭૫

નેકવાંરા હસ્ત મીરાસ અઝ ખુશાબ,     અંચે મીરાસત અવ રસનલ કિતાબ
નેકોંકી મીરાસ બાકી હે ખુશ આબ,     યાઅને વો મીરાસ અવરસનલ કિતાબ
નેકનો છે વારસો તો મિષ્ટ આબ,     કે જે છે મીરાસ અવરસનલ કિતાબ

૮૭૬

શુદ નિસારે તાલિબાં અર બિનગરી.     શોઅલહા અઝ ગવહરે પયગમ્બરી
તાલિબોં પર હેં ફિદાં સબ દેખ લેં,     ગવહરે પયગમ્બરી કી તાબિશેં.
માંગે તેના પર તો કુરબાં થાય છે,     જો નબીના મોતીની જવાળા ખરે

૮૭૭

શોઅલહા બા ગવહરાં ગરદાં બુવદ,     શોઅલા આં જાનિબ રવદ હમ કાં બુવદ
મોતીઓંકી સિમ્ત શોઅલે હેં રવાં,     શોઅલા ભી જાયે તો બન જાતાહે કાં
મોતીઓની સામે જવાળા પણ ફરે,     ખાણની બાજુએ ભડકા જાય છે

૮૭૮

નુરે રવઝન ગરદે ખાનામી દવદ,     ઝાં કે ખુર બુરજે બબુરજે મી રવદ
ગર્દ ઘરકે ફિરતા હે રવઝનકા નુર,     કયોં કે સુરજ કા હે બુરજોંમેં ઉબુર
છિદ્રોનો પ્રકાશ ઘરમાં આવે છે,     સુર્યને શશી રાશિમાં ફરતા ફરે

૮૭૯

હર કિરા બા અખતરે પેવસ્ત ગીસ્ત,     મરવરા બા અખતરે ખુદ હમતગીસ્ત
જીસ્કો જીસ તારેસે હે વાબસ્તગી,     ખાતા હે ચક્કર જો ઇસ્કે સાથ હી
જેનો સંબંધ જે ગ્રહોથી થાય છે,     તો રહે નિજના ગ્રહની સાથ તે

૮૮૦

તાલેઅશ ગર ઝોહરા બાશદ હર તરબ, મયલે કુલ્લી દારદો ઈશ્કો તલબ
જીસકે તાલે મેં હે ઝોહરા શાદ કામ, વો રહા ઇશ્કો તલબમે તેઝ ગામ
કુંડળીમાં શુક્ર જેની આવીયો, ઇશ્ક ને ઈચ્છાને તે ચાહે ખરો

૮૮૧

વર બુવદ મિર્રીખી ઓ ખુંરેઝ ખુ જંગો બોહતાનો ખુસુમત જોયદ ઉ
જીસકે તાલેઅમેં હો મિર્રીખ અય અખી, ઢુંઢેગા વો જંગે બુહતાં દુશ્મની
રક્ત વર્ણો હોય મંગળ જેહનો, તે લડાઇ શોધે ને ઝગડો ખરો

૮૮૨

અખતરા નન્દ અઝ વરાએ અખતરાં, કહનરાકો નેહસ ન બુવદ અંદરાં
આ સિવા ઇનકે હેં તારે ઓરભી, પખ નહીં હે જીનમેં સોઝો નહેસ કી
આ ગ્રહો વિણુ બીજા પણ જાણજો, જે અશુભ ને અસ્તથી જુદા ગણો

૮૮૩

સાયરાં દર આસ્માં હાયે દિગર, ગયરે ઇન હફત આસ્માને મુસ્તહર
આસ્માં હેં ઓર ઉન્કી સયરકો, કુચ્છ અલગ ઇન આસ્માનોંસે સુનો
તે ફરે છે બીજા આકાશે નહી, સાત ગ્રહો વિણુ એ બીજા છે સહી

૮૮૪

રાસિખાં દર તાબે અનવારે ખુદા, ને બહમ પેવસ્તાને અઝ હમ જુદા
તાબે અનવારે ખુદાસે અવલિયા. હેં ન પેવસ્તા ન એક એકસે જુદા
હકના તે પ્રકાશ મધ્યે દ્રઢ છે. નવ ખુદા તે, નવ ખુદામાં તે ખપે

૮૮૫

હરકે બાશદ તાલએ ઓઝાં નુજુમ, નફ્સે ઉ કુફ્ફાર સોઝદ દર રજુમ
જીસકા તાલે ઇન સિતારોંસે બને, નફસ ઇસકા કાફરાં કો ફુંક દે
જેનો ગ્રહ તેજ ગ્રહોમાંથી હોય, કામ તેનો આત્મા તન સોજ હોય.

૮૮૬

ખશ્મે મીર્રીખે ન બાશદ ખશ્મે ઉ, મુન કલિબ રૂ ગાલિબો મગલુબ ખુ
વો નહીં મીર્રીખ જયસે ગુસ્સા જુ, મુન કલિબ હું—ગાલિબો મગલુબ ખુ
ક્રોધ મંગળ જેવો તેનો તો જ હોય, પણ હો ઉલ્ટો ને પરાજિત તેને જોય

૮૮૭

નુરે ગાલિબ અયમન અઝ કસ્ફો ગસક, દરમિયાને અસબઇને નુરે હક
નુરકો ઇનકે ગહનસે હે અમાન, નુરે હકકી ઉંગલીયુ કે દરમીયાન
જગના અંધારાથી રક્ષે તેજ નુર, અસબઇ છે નુરે હકમાં બસ જરૂર

૮૮૮

હક ફિશાન્દ આં નુરરા બર જાન હા, મુકબિલાં બરદાશ્તા દામાન હા
નુર જાનોં કો દિયા અલ્લાહ ને, થે જો મુકબિલ સબને દામન ભર લિયે
નુરનો અભિષેક જન હકકે કર્યો, ખોબે વ્હાલાઓએ પોતાનો ભર્યો

૮૮૯

વાં નિસારે નુર હરકો યાફતા રૂએ અઝ ગયરે ખુદા બર તાફતા
જીસ્કો વો નુરે સફા આઇ મિલા, ઉસ્કા મુંહ ગયરે ખુદાસે ફિર ગયા
નુર જેના હાથમાં તે આવિયો, હક વિના સર્વેથી તે વિમુખ થયો

૮૯૦

હર કિરા દામાને ઇશ્કે ના બુદા, ઝાં નિસારે નુર બે બેહરા શુદા
જીસ્કો હાસિલ ઇશ્કકા દામન નથા, નુરસે મેહરૂમ ઇસે રહેના પડા
ચાલ પણ જે ઇશ્કથી ખાલી હતી, નુરની બખશિશજ તેને તો મળી

૮૯૧

જુઝવહારા રૂએ હરસુએ કુલ અસ્ત, બુલબુલાંરા ઇશ્ક બા રૂએ ગુલસ્ત
જુઝવોંકા ગોયા તઅલ્લુક કુલસે હે, બુલબુલોંકો ઇશ્ક રૂએ ગુલસે હે
આશાને જે રીતે ઇચ્છા પુર્ણની બુલબુલોને પ્રીતિ જેમ પુષ્પો તણી

૮૯૨

ગાવરા રંગ અઝ બુરૂનો મર્દરા અઝ દુરૂં જુ રંગ સુર્ખો ઝર્દરા
દેખલે બાહરસે રંગે ગાવખર, રંગે ઇન્સાં દેખ અંદરસે મગર
ગાયનો દેખીતો રાતો રંગ છે. જનનો રંગ અંદરથી પીળો જાણજે

૮૯૩

રંગહાએ નેક અઝ ખુમ્મે સફાસ્ત, રંગે ઝિસ્તાં અઝ સિયાહ આબા જફાસ્ત
સાફ નેકોંકા નશીલા રંગ હય, ઓર કીચડસે બુરોંકા રંગ હે
સજજનો નો રંગ જાણો સાફ છે, દુર્જનોનો રંગ કાળો જાણજે

૮૯૪

સિબગતુલ્લા નામે આ રંગે લતીફ, લાઅનતુલ્લા બુએ ઇં રંગે કસીફ
નામ હે ઉસ રંગ કા રંગે ખુદા, ઓર ઇસ પર લાઅનતે હક હો સદા
સિબગતુલ્લાહ નામ સારા રંગ નુ, લાનતુલ્લાહ નામ ખોટા રંગ તણું

૮૯૫

આં ચે અઝ દરિયા બ દરિયા મીરવદ અઝ હમાંજા કામદ આંજા મી રવદ
પાની દરિઆઉં કા બેશક બિલ યકીં, આતા હે જીસ જાસે જાતા હે વહાં
આવ્યો સાગરથી તે સાગરમાં ગયો, આવ્યો જ્યાંથી ત્યાંજ તે પહોંચ્યો ખરો

(૩૮)

આ પ્રધાનની ગરબડ પછી એક બીજો યહુદી બાદશાહ ખ્રિસ્તીઓને કતલ કરવા તૈયાર થયો એનું વર્ણન "વસ્સમાએ જાતિલ બુરૂજ" માં છે કે આગની ખાઇઓ વાળા માર્યા ગયા. જેઓ બળતણ વાળા હતા. જ્યારે તેઓ તે ખાઇઓ ઉપર બેઠા હતા ને ઇમાનવાળાઓ સાથે જે કરતા હતા તે જાહેર હતું. એ લોકોએ ખાઇ ખોદીને તેમાં આગ સળગાવી હતી, તે ઉપર બેસીને મોમિનોને કુફ્ર ને મુર્તિ પુજાની લાલચ આપતા હતા. તેમાં જેઓ એ વાત માનતા ન હતા, તેઓને એ આગની ખાઇઓમાં ધકેલી દેતા હતા. ઉપર કહેલો બાદશાહ એમનોજ હતો, અને પહેલા બાદશાહે કાઢેલા પંથ ઉપરજ ચાલતો હતો.

હઝરત રસુલે ખુદા (સ) ની હદીસ છે કે જેણે નઠારો રસ્તો કાઢયો તેને માથે તે રસ્તાનું પાપ છે, એ પંથે જે વિચરે તેનું પાપ પણ તેને માથે કયામત સુધી છે, અને એમ થવાથી તે રસ્તાપર અમલ કરનારાઓના પાપમાંથી કોઇ ઘટાડો થશે નહિ એવોજ નિયમ સારા રસ્તા પરનો પણ છે, માટે લોકોને દુઃખદાઇ હોય એવો ખોટો રસ્તો જેણે કાઢયો હોય તેના ઉપર ફિટકાર થાય છે અને એવા જુલમ બીજા કરે તોપણ જુલમો સ્થાપક જે હોય તે પણ ખુદાનો ગુનેહગાર ગણાય છે. સારા લોકો ગયા ને તેઓના સારા પંથ ચાલુ રહ્યા, ને નઠારાઓના જુલમ અને ફિટકાર રહયા. માટે જે કોઇ નઠારાં કામો કયામત સુધી કરશે, તેમનો સંબંધ તે નઠારા લોકો સાથે છે, જેમણે એ પંથ કાઢયો છે. માટે જે લોકો સદ્‌ગુણી છે તેમનો વારસો અમૃત છે.

જે લોકો ખુદાને ઇચ્છે છે તેમના ઉપર પેગમ્બરોના મોતીની જવાળા કુરબાન છે. આ જવાળા એજ મોતીઓની સાથે ફરે છે. હઝરત આદમ (અ) થી હઝરત મોહંમદ (સ) સુધી પછી તાબેઇન ઉપર તેઓ સહાબી ને ઓલીયા છે ને જ્યાં એમની ખાણ છે, ત્યાંજ જાય છે. જેવી રીતે છાપરામાંથી સુર્યનો જે પ્રકાશ પડે છે, તે એકજ ઠેકાણે રેહેતો નથી પણ આખા ઘરમાં ફરે છે, કારણ કે સુર્ય પણ એકજ ઠેકાણે કાયમ રેહતો નથી, એવીજ રીતે પેગમ્બરો પણ વારા ફરતી થાય છે અને એ છિદ્રોમાંથી નુર નીકળી તેમના અંતઃકરણો પ્રકાશિત થયાં છે અને થાય છે.

જે કોઈ જે જાતીમાં પેદા થયો છે તેનાથી તેવીજ અસર જાહેર થાય છે, આ કારણથી આ જવાળા વડે દરેક માણુસ લાભ મેળવી શકતો નથી. કેમકે જે ગ્રહ સાથે સંબંધ છે, તે તેજ ગ્રહ પ્રમાણે ગતિ કરે છે. જેનો ગ્રહ શુક્ર હોય તે હમેશાં મોજ શોખમાં મગન રહે છે, ને ઇશ્કમાં ફસાય છે. કેમકે શુક્રનો ગ્રહ આકાશી ગવૈયો છે અને જેનો સંબંધ મંગળની સાથે છે, તે લડાઈ ટંટામાં રચ્યો પચ્યો રેહવાનો, કેમકે એ અપશુકનીઓ અને આકાશી જલ્લાદ છે, આ સાત આકાશને સાત ગ્રહો છે. જે પૈકી અમે શુક્ર અને મંગળની હકીકત કહી, એ વિના બીજા ગ્રહો પણ છે જેમને ભુંડાશ અને અસીની સાથે કાંઈ લેવાદેવા નથી ( સુર્યની સમિપ હોવાથી ન દેખાય તેવી સ્થિતિ. ) બધા શુભ છે. અને અસ્તના એબથી દુર છે તેઓ સદા પ્રકાશિત રહે છે. વળી એ આકાશ વિના બીજા પણ આકાશ છે, જે અસહાબીઓ છે, તેમના માટે ફરમાવ્યું છે કે મારા અસહાબીઓ તારાના જેવા છે, તેમનો આશ્રય લેશો, તેમનાથી સદ ઉપદેશ મળશે. તે પછી ઓવલીયાઓ છે. તેમની સહેલગાહ અર્શ છે, ને એ દઢ મનના છે, તથા ખુદાના નુરમા ને ગરમીમાં સાબિત રહે છે, અને જાહેર મલી ગએલા ને એક સ્થળવાસી નથી. તેમાં ખરૂં પુછો તો જુદાને અલગ પણ નથી. હવે જે માણુસ એવો છે કે તેનુ નસીબ તે ગ્રહ સાથે છે, તેનો દમ કાફીરોને બાળી નાંખવાની શક્તિ ધરાવે છે. જ્યારે તારાઓ ખરે છે, ત્યારે શયતાનો તે ખરતા તારાઓથી ભષ્મ થઇ જાય છે, તેનો ક્રોધ મંગળના ક્રોધ જેવો નથી કે વિપરિત થાય ને હિંમતવાન હોવાથી વિજયી છતાં પરાભવ પામે કેમકે મંગળનું દિલ પરાભવ પામે છે. ખુદાનું નુર કે જે બધા નુરો ઉપર વિજયી છે તે સુર્ય ચંદ્રની પેઠે ગ્રહણ ને અસ્તથી સુરક્ષિત છે ને તે ખુદાની મુઠ્ઠીમાં છે, તેણે એ નુરની મુઠ્ઠીઓ ભરી ભરીને આશિકોના જીવો ઉપર કુરબાન કર્યું છે, અર્થાત આશિકોને માન આપ્યા છે. તેથી ભાગ્યશાળી લોકોએ નુરથી ખોબો ભરી લીધો, અને જેને આ નુર

પ્રાપ્ત થયું તેણે ખુદા વિના બીજી બધી વસ્તુઓથી મુખ ફેરવી લીધું, તેઓ કોઇની તરફ દ્રષ્ટી પણ કરતા નથી પણ જેમની પાસે ઇશ્કનો ખોળો નહતો તે આ નુરથી બેનસીબ રહયા.

હંમેશાં અંશનું વર્ણન પ્રણાક તરફ હોય છે, જુવો કે ફુલ એ અંશ છે કે તેનો આશિક બુલબુલ છે. તેથી તેનું મોહ પણ તે તરફ છે. ગાય બળદના રંગ તો રાતા છે અને જે પુરૂષ છે તેનો પીળો રંગ જો કેમકે જે સારા રંગ છે તે સારા કુંડામાના છે તેમની જડ સારી છે. ને જે નઠારા રંગના છે તેની જડ ગંધાતા પાણીના ખાબોચીઆમાં છે જે સારા રંગ છે તેનું નામ "સિબગતુલ્લાહ" છે. તેઓ મોમિન છે. ને જે રંગ ખરાબ છે તેની બદબો પર લાઅનતુલ્લાહ છે. કેમકે બદબો એ કુફર અને દુર્ગુણો છે. જુવો દરિયાનું પાણી દરિયામાંજ જાય છે અર્થાત જ્યાંથી આવે છે ત્યાંજ જાય છે. જેથી સારો રંગ સારા રંગ તરફ જાય છે, ને મેલો રંગ મેલા તરફ જાય છે જેવી રીતે ઉંચી જગ્યાએથી પાણીનો પ્રવાહ ઝડપથી વહે છે. અમારા શરીરમાં જે જીવ છે. તેમાં ઇશ્કનું મિશ્રણ છે.

---

## દેવતાની પાસે મુર્તિ મુકી બાદશાહે હુકમ કર્યો કે જે આ મુર્તિને નમશે તે અગ્નિથી મુકિત પામશે તે વિષે

---

(૩૯)

૮૯૬

અઝ સરે કોહ સેલહાએ તેઝરવ — વઝ તને મા જાને ઇશ્ક આમેઝરવ
ચુંટીયોંમે સિલ્સે સેલે તેઝ ચલ — જીસ્મસે અય જાને ઇશ્ક આમેઝ ચલ
ચાલે છે પ્રવાહ પર્વત પર ઘણો — ઇશ્ક વાળો જીવ તનથી જાણું જો

૮૯૭

આ જહુદે સગ બેબીં ચે રાય કર્દ — પહેલુએ આતિશ બુતે બર પાયે કર્દ
દેખતો કયા ઉસ યહુદીને કિયા — આગકે પેહલુમેં એક બુત રખ દિયા
તે યહુદીએ તો જાણ્યું શું કર્યું? — આગની પાસે લાવી મુકયું પુતળું

૮૯૮

કાં કે ઇં બુત રા સુજુદ આરદ બરસ્ત — વર ન્યારદ દર દિલે આતિશ નશિસ્ત
સિજદા જો બુતકો કરે વો હો રહા — જો કરે ઇન્કાર ઉસે દેંગે જલા
મુર્તિને જે નમન આવી કરે — તે બચે બીજા તો અગ્નિમાં પડે

૮૯૯

ચું સઝાએ ઇં બુતે નફસે ઉ ન દાદ, — અઝ બુતે નફસશ બુતે દીગર બેઝાદ
નફસ કે બુતકો ન દી ઉસ્ને સઝા, — નફસ કે બુતને તરાશા દુસરા
મુર્તિને દિલની નવ આપી સજા, — નફસની મુર્તિથી બુત પેદા થયા

૯૦૦

માદરે બુતહા બુતે નફસે શુમાસ્ત, — ઝાંકે આં બુત મારો ઇં બુત અઝદહાસ્ત
નફસ હે માં ઇન બુતોં કી બર મલા, — કયોં કે વો બુત સાંપ હેં યે અઝદહા
નફસ રૂપી મુર્તિ મા બુતની છે, — તે બુતો છે સાંપ આ અજગર ખરે

૯૦૧

આહનો સંગસ્ત નફસો બુત શરાર, આં શરાર અઝ આબ મી ગીરદ કરાર
લોહા પત્થર નફસહે ઔર બુત શરાર, ઈન શરારોં કો હે પાની સે કરાર
નફસ ચકમક પત્થરી બુત ભડકો જાણુ, ભડકાને તો પાણીનો જાણેજ પ્રાણ

૯૦૨

સંગો આહન ઝઆબ કે સાકિન શવદ આદમી બા ઈંદો કે અયમન શવદ
સંગો આહન કો સુકું પાની સે કયા આદમી બે ખવફ ઈન્સે કબ હુવા
પાણીથી ચમક ન સ્થાયી થાય છે માણુસો આ બેથી શી રીતે બચે

૯૦૩

સંગો આહન દર દુરૂં દારન્દ નાર આબરા બર નારે શાં ન બુવદ ગુઝાર
આગસે પુર સંગો આહન કા જીગર પાની કયોં કર ગુઝરે ઈનકી આગ પર
આગમાં લોહું ને પત્થર રાખીયો પાણીની તે આગ પર સત્તા ન હો

૯૦૪

ઝાબ જુ નારે બિરૂં કુશ્તા શવદ દર દરૂને સંગો આહન કે રવદ
આબે જુ મે આગ બાહર કી બુઝે લોહે ઔર પત્થર કે દિલ મેં કયા કરે
આગ જાહેરની તો પાણી ઓલવે પણ તે ચકમકમાં જગા, કેમજ કરે

૯૦૫

આહનો સંગસ્ત અસ્લે નારો દુદ ફેઅલે હરદો કુફરો તરસાઓ જહુદ
સંગે આહન અસ્લમેં હે દુદ નાર, ઇનપે હે કાફર યહુદી કા મદાર
લોઢું પત્થર આગ જવાળા જાણજો, અગ્નિ પુજક ને યહુદી કામનો

૯૦૬

બુત સિયા આબસ્ત દર કુઝા નિહાં, નફસ મર આબે સિયહરા ચશ્મા દાં
કાલા પાની બુત હે કુઝેમેં નિહાં, નફસ કો આબે સિયહકા ચશ્મા જાન
કાળી મુર્તિ કુજામાં છે ગુપ્ત જાણ, નાળું કાળા પાણીનું તું નફસ જાણ.

૯૦૭

આં બુતે મનહુત ચું સેલે સિયાહ, નફસે બુતગર ચશ્મએ બર શાહરાં
બુત વો જું સેલે સિયાહ હે બરમલા, નફસ બુત ગર ચશ્મા હે શાહરાહ કા
છે પ્રતિમા વહેણ કાળા પાણીનું નફસની પ્રતિમા છે નાળું ખરૂં

૯૦૮

બુત દરૂને કુઝા ચું આબે કદર, નફસે શુમત ચશ્મએ આં અય મુસિર
બુત હે ગદલા પાની કુઝે મેં અગર, નફસે શુમ એક ચશ્મા હે કુછ ગોર કર
ડહોળું પાણી કુજામાં છે મુર્તિ, તેનું નાળું નફસ બુત જાણો નકી

૯૦૯

સદ સબુરા બિશ્ કનદ યકપારા સંગ, વા બે ચશ્મા મી રહાનદ બે દરંગ
ટુકડા એક પત્થરકા તોડે સો સુબુ, પાની ચશ્મે સે બહાદે ચાર સુ
કુંપરી સો મોટવાને તોડી દે, ફેંકી દે નાળાનું પાણી જાણજે

૯૧૦

આબે ખુમ્મો કુઝા ગર ફાની શવદ,
કુઝે સે તુ ગિર બી સકતા હે કહીં,
કુજામાંનું પાણી પામ્યું નાશ જો,

આબે ચશ્મા તાઝઓ બાકી બુવદ
ચશ્મે કા પાની ફના હોતા નહીં
નાળાનું પાણી તો તાજું માન જો

૯૧૧

બુત શિકસ્તન સહેલ બાશદ નેક સ્હેલ
હે અગર યે તોડ દેના બુત કો સ્હેલ
મુર્તિ ખંડન કામ જાણો સહેલ છે

સહેલ દીદન નફસરા જેહલસ્ત જહેલ
નફસકો આસાં સમઝ લેના હે જહેલ
મુર્ખ છે જે નફસને હલકો ગણે

૯૧૨

સુરતે નફસ અર બજુઇ અય પિસર
દેખના હો નફસકી સુરત અગર
નફસનુ હોય રૂપ તારે જાણવું

કિસ્સએ દોઝખ બખ્વાં બા હફત દર
હફત દોઝખકા તુ પઢ હાલ અય પિસર
સાત દોઝખનો તે કિસ્સો જાણવું

૯૧૩

હર નફસ મકરે વ દર હર મક્ર અઝાં
હર નફસ હે મક્ર ઓર હર મક્ર મેં
છે દરેક તેના દગા માંહે દગો

ગર્ક સદ ફિરઓન બા ફિરઓનીયાં
ગર્ક હય ફિરઓનો ફિરઓની સુને
વાસો તેમાં સેંકડો ફિરઓન નો

૯૧૪

દર ખુદાએ મુસીઓ મુસા ગુરેઝ.
રબ વ મુસા મેં હોજા જઝબ હાં,
તું ખુદા લે ને ખુદા મુસાનો લે.

આબે ઇમાંરા ઝે ફિરઓની મરેઝ
કર ન ફિરઓની સે ઇમાં રેઝીયાં
પાણી ઈમાનું ન દે ફિરઓન ને

૯૧૫

દસ્ત રા અંદર અહદો અહમદ બેઝન.
તુ અહદ અહમદ કા દામન થામલે,
હાથમાં એહમદ અહદના હાથ દે,

અય બિરાદર વા રેહ અઝ બુ જહેલે તન
ભાઈ ! જીસ્મ અપના બચા બુજેહેલ સે
નાસવું બુજહલથી આ તન ખરે

(૩૯)

તે યહુદી કુતરાએ પોતાના નઠારા સ્વભાવથી અગ્નિ સળગાવ્યો ને તેની પાસે એક મુર્તિ મૂકી, ને કહ્યું કે જે કોઈ આ મુર્તિને નમશે તે બચશે અને નહિ નમે તો આ આગમાં નાંખવામાં આવશે. આ ખરાબી એટલા માટે ઉત્પન્ન થઈ કે તેણે પોતાની વાસના રૂપી મુર્તિને શિક્ષા કરી નહિ. તેથી આ બીજી મુર્તિ જન્મી. બધી મુર્તિઓની મા આ મનવાસના છે. જેથી મુર્તિઓ પેદા થાય છે. કેમકે આ જે મુર્તિઓ જન્મે છે તે સાપ છે પણ વાસના રૂપી મુર્તિ પાણીથી દબાઇ જાય છે પણ ચકમક પાણીથી ઓલવાતો નથી. એનાથી તો તણખા નીકળયાજ કરે છે તો આ બંનેથી માણસ શી રીતે નચિંત થઇ શકે ? પત્થર ને ચકમકના તો દિલમાં અગ્નિ ભરેલો છે એના અગ્નિ ઉપર પાણીની અસર શી રીતે થાય ? જાહેરનો અગ્નિ તો પાણીથી ઓલવાઇ જાય છે પણ પત્થર ને ચકમકનો અગ્નિ ઓલવાતો નથી, લોઢું ને પત્થર આગ ને ધુમાડા છે અને એ અગ્નિ ને ધુમાડો તે કુફરના

કામ છે મુર્તિ તો એવી છે કે જાણે કુજામાં નઠારૂં પાણી ભર્યું છે અને વાસના તે નઠારા પાણીનું વહેણુ, જાણે એ પાણી એમાંથી નીકળે છે. તે ઘડેલી મુર્તિ જાણે કુજામાંનું ગંદુ પાણી અને વાસના એ મેલા પાણીનુ મુળ છે. તેને આ ગંદા પાણીના વહેણુ સાથે મમતા કેમ છે ? એક કુજો તો શું સેંકડો કુજા એક પત્થર તોડી શકે છે પણ વહેણનું પાણી તો બરાબર ઉભરાઈ જાય છે તેનો શો ઈલાજ ? કોઠીમાં કે કુજામાં પાણી ભરેલું હોય તો તે પુરૂ થાય પણ નાળાનુ પાણી તો સદા અને કાયમનું છે મુર્તિ તોડવી એ તો સહેલું કામ છે પણ વાસનાને સહેલી જાણવી એ તદ્દન અજ્ઞાનતા છે. જો તારી ઇચ્છા હોય કે વાસનાનું રૂપ તને દેખાડું તો દોજખનો કિસ્સો વાચ જેને ૭ દરવાજા છે. કુરઆન શરીફમાં કહ્યું છે કે વાસના એ ૭ દરવાજા વાળી દોજખ છે દરેક વખતે એનો દગો ફટકો જુદો છે અને દગો એ એવો કે જેણે સેંકડો ફિરઓનોને ને ફિરઓનપણાને ડુબાવ્યા છે માટે તને લાયક છે કે મુસાના ખુદાની તરફ ને મુસાની તરફ દોડતો જા અને રક્ષણ મેળવ ને ઇમાનની રોનક ને આબરૂનો નાશ ન કર.

મુસાની તરફ નાસીને જવાનું જે કહ્યું તેથી વખતે અજ્ઞાન લોકો મુસાના દીન તરફ વળી જાય તેથી તું અહદ ને અહમદની સાથે કોલકરાર કર જેથી મોક્ષનો દસ્તાવેજ તારે હાથે આવે અને આ શરીર રૂપી અણુજહલથી નિજને બચાવી લે. હે ભાઇ તુ જેને શરીરનુ પોષણ ગણે છે તેજ વાસનાનું પોષણ છે.

---

## બાદશાહ એક સ્ત્રી અને તેના બાળકને લાવ્યો, બાળકને અગ્નિમાં નાખ્યો તે બાળકે અગ્નિમાંથી પોતાની મા સાથે વાતો કરી તેનું વર્ણન.

(૪૦)

૯૧૬

યક ઝને બા તિફલ આવુર્દ આં જહુદ,
લાયા એક તિફલ ઓર ઓરત વો યહુદ
તે યહુદી લાવ્યો બાળક સાથ માત,

પેશેઆં બુત વાતિશ અંદર શોઅલા બુદ
સામને બુતકે પયે ઇઝઝો સજુદ
મુર્તિની પાસે અગ્નિ સાક્ષાત

૯૧૭

ગુફત અય ઝન પીશે ઇં બુત સજદા કુન,
બોલા અય ઓરત ઇસે તુ સજદા કર,
બોલ્યો તે સ્ત્રીને આને કર નમન,

વર ન દર આતિશ બ સોઝી બે સખુન
આગમેં ઝોકુંગા વર ન બે ખતર
આગમાં નહિ તો તું બળશે કર જતન

૯૧૮

બુદ આં ઝન પાક દીનો મોમિના,
થી વો ઓરત પાક દીનો બ.સફા
નાર તે મોમિન હતી ને પાકદીં,

સિજદએ આં બુત નકર્દ આં મોકેના
સજદા ઉસ બુતકો નહીં હરગિઝ કિયા
તો નમન બુતને કર્યું તેણે નહી,

૯૧૯

તિફ્લ અઝુ બસતદ આતિશ દર ફિગન્દ, ઝન બ તરસીદો દિલ અઝ ઇમાં બકન્દ
લે કે બચ્ચા ઉસસે ડાલા આગમેં, ડર ગઇ ઇમાંમેં આઇ લગઝીશેં.
આગમાં બાળકને નાંખ્યું છીનવી, ચળવા લાગ્યું માનુ મન તવ ધર્મથી

૯૨૦

ખ્વાસ્ત તા ઉ સજદા આરદ પીશે બુત, બાંગ ઝદ આં તિફ્લ કન્ની લમ અમુત,
ચાહતીથી સજદા ઉસ બુતકો કરે, બોલા બચ્ચા 'મેં તો ઝિંદા હું અરે'
ઇચ્છા થઇ કે મુર્તિને દંડવત કરૂં, બોલ્યું તવ બાળક કે માં જીવું છું હું

૯૨૧

અંદર આ માદર કે મન ઈંજા ખુશમ, ગરચે દર સુરત મીયાને આતિશમ
અંદર આ અમ્માં કે મેં ખુશ હું યહાં, ગો બ ઝાહિર આગકે હું દરમિયાં
આવ અંદરમાં, કે અંદર રાજી છું, આગમાં જાહેરમાં જો કે છું તો હું

૯૨૨

ચશ્મ બંદસ્ત આતિશ અઝ બેહરે હુજેબ, રેહમતસ્ત ઈં સર બર આવુર્દા ઝે જેબ
હે નઝરબંદ આગ પરદે કે લિયે, સર હે રેહમતને નિકાલા જેબસે
છે નજરબંદી આ પરદા માટે આગ, છે કૃપાનો માણસો માટે આ લાગ

૯૨૩

અંદર આ માદર બેબીં બુરહાને હક. તા બ બીની ઇશરતે ખાસાને હક
અંદર આકર દેખ અમ્માં! શાને હક, દેખ યે હે ઇશરતે ખાસાને હક
જો તું અંદર આવીને હકની બહાર, કે તું સદગુણીઓનો જો આનંદ અપાર

૯૨૪

અંદર આ વ આબ બીં આતિશ મિસાલ અઝ જહાને કાતશસ્ત આબશ મિસાલ
અંદર આ આતિશ કો પાની દેખ હાં ઇસ જહાં સે આગ પાની હે જહાં
અંદર આવી જો તો તું આનંદનો ઢંગ આગ છે આ, આગ કે પાણીનો જંગ

૯૨૫

અંદર આ અસરારે ઇબ્રાહીમ બીં કો દર આતિશ યાફ્ત વર્દો યાસ્મીં
આ કે દેખ અસરાર ઇબ્રાહીમ કે આગ મેં જીનકો ગુલો નસરીં મીલે
જો તું આવી ભેદ ઇબ્રાહીમ નો કે બગીચો આગનો કેમજ થયો

૯૨૬

મર્ગ મી દીદમ ગહે ઝાદન ઝે તુ સખ્ત ખુબમ બુદ ઉફતાદન ઝે તુ
મોત થા પેદા વહાં હોના મેરા તુજ સે છિન જાના બહોત અચ્છા હુવા
જન્મ ધારણ કરવો સમજ્યો મવત હું જુદા પડતાં તુજથી ધભરાયો ખરૂં

૯૨૭

ચું બઝાદમ રૂસ્તમ અઝ ઝિન્દાને તંગ દર જહાંને ખુશ સરાયે ખુબ રંગ
જબ મેં આયા છોડકર ઝિંદાને તંગ પાયા ઉસ દુનિયાકો મેં ને ખુબ રંગ
જન્મીને હું કેદથી છુટો થયો આવ્યા જગમાતો ખરો આનંદ મળ્યો

૯૨૮

ઈં જહાંરા ચું રહેમ દીદમ કુનું — ચું દરીં આતિશ બદીદમ ઈં સુકૂં
અબ વોહ દુનિયા જું રહમ દેખી હે તંગ — આગમેં હે એક સુકુને આબો રંગ
ગર્ભાશય જેવું જગત ભાસ્યું મને, — ને મળ્યો આરામ અગ્નિમાં ખરે

૯૨૯

અંદરી આતિશ બ દીદમ આલમે, — ઝર્રો ઝર્રો અંદરો ઇસા દમે
આગમેં દેખાહે વો આલમકે બસ, — ઝર્રો ઝર્રો જીસ્મેં હે ઇસા નફ્સ
એક સૃષ્ટી આગમાં દીસી મને, — ને દરેક પ્રમાણું ઇસા સમ દિસે

૯૩૦

યક જહાંને નીસ્ત શકલો હસ્તે ઝાત — વાં જહાં તાં હસ્ત શકલો બે સિબાત
યે જહાં યું હે ફના મઅનન બકા, — વો જહાં યું હે બકા મઅનન ફના
નાસ્તિ આ જગ છે રૂપ અસ્તિનું છે, — નાસ્તિ સમ છે પરંતુ અસ્તિ છે

૯૩૧

અંદર આ માદર બ હક્કે માદરી, — બીં કે ઇં આઝર ન દારદ આઝરી
અંદર આ અમ્મા બ હક્કે માદરી, — દેખ ઈસ આઝમેં નહીં કુચ્છ આઝરી
માતા અંદર આવ માતા હક થકી, — આગ જો આ રાખે નવ કાંઇ દોસ્તી

૯૩૨

અંદર આ માદર કે ઇકબાલ આમદરા, — અંદર આ માદર મદદ દવલત ઝે દસ્ત
અંદર આ અમ્મા યહાં ઇકબાલ હે, — અંદર આ અમ્મા જો હિર્સે માલ હે
આવ અંદર ભાગ્ય અહીંવાં આવીચું, — આવ અંદર લક્ષ્મીને જો આવી તું

૯૩૩

કુદરતે આં સંગ દીદી અંદર આ, — તા બ બીની કુદરતે ફઝલે ખુદા
દેખી ઈસ પત્થરકી કુદરત અંદર આ, — તા કે દેખે કુદરતે ફઝલે ખુદા
મુર્તિઓની શક્તિને દેખી ખરે, — હકની કુદરત આવીને જો માત રે

૯૩૪

મન ઝે રહેમત મી કુશાયમ પાયે તુ, — કઝ તરબ ખુદ નીસ્તમ પરવાયે તુ
મેં તરસ ખા કર બુલાતા હું તુઝે, — વર ન ખુશ હું કયા તેરી પરવા મુઝે
હું મોહબ્બત થી છું બોલાવું તને, — નહી તો રાજી છું નથી પરવા મને

૯૩૫

અંદર આવ દીગરાંરા હમ બખ્વાં, — કંદર આતશ શાહ બિનહાદસ્ત ખ્વાં
તુભી આ અવરોંકોભી અંદર બુલા, — આગ મેં એક ખ્વાન શાહી હે બિછા
આવ અંદર બીજા ને બોલાવ તું, — શાહે મુકયો થાળ અગ્નિમાં જો તું

૯૩૬

અંદર આયેદ અય હમાં પરવાના વાર, — અંદરી આતશકે દારદ સદ બહાર
અંદર આવો દોડ કર પરવાના વાર, — આગમેં પયદા હે લુત્ફે સદ બહાર
આવો આવો જાણે પરવાના થઇ, — આગમાં કેવી બહાર આવી ગઇ

૯૩૭

અંદર આયેદ અય મુસલમાના હમાં, ગેર અઝબે દીં અઝાબસ્ત અઝ હમા
અંદર આવો અય મુસલમાનો ચલો, ઇસ સઝાકી કયા હે સુરત દેખલો
અંદર આવો હે મુસલમાનો તમામ, કેર આ વિણુ જાણુજો હે નેકનામ

૯૩૮

અંદર આયેદો બ બીનેદ ઇ ચુનીં, સર્દ ગસ્તા આતશી ગર્મે મુહીં
અંદર આવો ઔર દેખો કિસકદર, સર્દ હે યે આગ જેથી તેઝતર
અંદર આવીને જરા જુઓ ખરા, બળતો અગ્નિ ટાઢો થાયે કેમ આ

૯૩૯

અંદર આયેદ અય હમા મસ્તો ખરાબ, અંદર આયેદ અય હમા અયને ઇતાબ
અંદર આયેં જતને હેં મસ્તો ખરાબ, અંદર આયેં જો હેં સરતા સર અઝાબ
મસ્તો આવોને ખરાબ આવો અહીં, અંદર આવો કષ્ટ સહેનારા સહી

૯૪૦

અંદર આયેદ અંદરી બેહરે અમીક, તાંકે ગરદદ રૂહ સાફીઓ રફીક
અંદર આવો યે હે એક બેહરે અમીક, રૂહ ના હો જાયે તાઝા ઔર રફીક
ઉંડા સાગરમાં તમો આવો બધા, કે પવિત્ર થાયે સૌના આતમા

૯૪૧

માદરશ અંદાખ્ત ખુદરા અંદરૂ, દસ્તે ઉ બે ગિરફ્ત તિફ્લે મેહરખુ
મા ભી આખર આગહી મેં જા પડી, બચ્ચે ને ઉંગલી પકડલી હાથ કી
તેની માએ તેમાં પડતું મુકીયું, બાળકે કર ઝાલીને ચુંબન કર્યું

૯૪૨

અંદર આમદ માદરે આં તિફ્લ ખુર્દ, અંદર શ્યાતિશ કુએ દૌલત રા બબુર્દ
આગમેં ઇસ છોટે સે બચ્ચેકી માં, જાહી પહોંચી બે ખબર ઔર બે ગુમાં
બાળની માં આગમાં આવી જદા, પામ્યો તે ઇમાનની દોલત તદા

૯૪૩

માદરશ હમ ઝાં નસક ગુફ્તન ગિરફ્ત, દુરેં વસ્ફે લુત્ફે હક સુફ્તન ગિરફ્ત
વો ભી બાતેં વયસી હી કરને લગી, મોતીયોં સે અપના મુંહ ભરને લગી
તેની મા પણ તેજ પ્રમાણે વદી, કરતી તી તારીફ તે અલ્લાહની

૯૪૪

બાંગ મી ઝદ દરમીયાને આં ગિરોહ, પુર હમી શુદ જાને ખલકાં અઝ શિકોહ
ઇસ જમાઅત કો વો દેતીથી સદા, ઈસકી હયબત કા થા સબ પર દબ દબા
સાદ પાડી સૌને ત્યાં બોલાવીયા, પણ જગતના લાલચુ ગભરાઇ ગયા

૯૪૫

નાઅરા મી ઝદ ખલ્કરા કયે મરદુમાં, અંદર આતશ બિન ગિરેદ ઇં બોસ્તાં
નાઅરાઝનથી યું કે લોગો હો કહાં, આગમેં દેખો ખિલા હે બોસ્તાં
કહેતી'તી સઉને કે હે ભાઇઓ, આગ છે આ વાટિકા જોઇ તો લો

(૪૦)

આગ સળગાવી હતી ને તેમાંથી ભડકા નીકળતા હતા તેની પાસે એક મુર્તી મુકી તે મુર્તિને દંડવત પ્રણામ કરવા માટે તે યહુદી બાદશાહ એક બાળકવાળી સ્ત્રીને લાવ્યો અને કહ્યું કે આ મુર્તિને નમન કર નહી તો તને બાળી મુકીશ. તે સ્ત્રી પણ ધર્મની ને યકીન વાળી હતી તેણે મુર્તિને નમસ્કાર કર્યા નહિ એટલે યહુદીએ તેના છોકરાને લઇને આગમાં નાખી દીધો આથી તે સ્ત્રી ડરી ગઇ ને તેનું મન ડગમગવા લાગ્યું ને મુર્તિને નમસ્કાર કરવાની ઇચ્છા થઇ એવામાં તે બાળક આગમાંથી બોલી ઉઠયું હું મુવો નથી, હે માતા તું પણ આ અગ્નિમાં કુદી પડ હું અહીં ઘણા આનંદમાં છું. જો કે આ દેખીતી આગ છે પણ વસ્તુત આગ નથી ફક્ત નજર બંધી છે ને પરદો છે. આ તો ખુદાની રહેમતે માથું બહાર કાઢયું છે. હે માતા આ આગમાં આવ અને પુસ્તકોમાં જે વાંચતી હતી તે ખુદાનું પ્રમાણ જોઇ લે કે ખુદાએ પોતાના ખાસ બંદાઓને કેવા આનંદ ને સુખ આપ્યા છે. તું આ આગમાં આવ. આતો આગનું રૂપ ધારણ કરેલું પાણી છે આ આગ સૃષ્ટિની છે જ્યાં આગ પાણીના રૂપમાં છે અને તે સ્વપ્નવત છે કે સ્વપ્નામાં જાણે આગમાં છીએ એમ દેખાય છે પણ જાગ્યા પછી કોઇ પણ હોતું નથી તેવીજ રીતે દુનીઆ પણ ભ્રમણા ને સ્વપ્નું છે અને જે જગત નિત્ય છે તે જાગ્રતાવસ્થા છે. હે મા તું આ આગમાં દાખલ થા અને પછી ઇબ્રાહીમનો ભેદ સમજ કે આગ તેમને માટે ગુલાબ ને ચંબેલીના ફુલ સમ હતી. જ્યારે મારો જન્મ થયો ત્યારે મને હમેશાં મરણની બીક લાગતી હતી અને કાંટાની પેઠે એ બીક ખુંચતી હતી પણ હું તારાથી છુટો પડી આ આગમાં આવ્યો તે મારે માટે ઘણું સારૂં થયું કેમકે હવે હું એવા જગતમાં જન્મ્યો છું કે જે ઉત્તમ જગત ને ઉત્તમ મકાન છે તે જગત તો કેદખાના જેવું અંધારૂં ને સાંકડું હતું ખુદાએ તેનાથી મને છોડાવ્યો તે જગતને હું ગર્ભાશય સમજુ છું. જેમાં અમુક સમય સુધી રહેવું પડે છે અને આ અગ્નિને મેં શાંતિનું ઠેકાણું જાણ્યું છે. આ આગમાં મેં એવી કરામત દીઠી છે કે જેના પ્રત્યેક રજકણમાં ઇસાની જીભ જેવી અસર છે જે અહીં આવે છે તે જીવતો થઇ જાય છે. આ જગતનું રૂપ નાસ્તિના જેવું છે પણ જાતે અસ્તિત્વવાળું છે. નાસ્તિ એટલા માટે કે જે લોકો અહીં આવે છે તેને દુન્યાના લોકો નાશ પામેલા ગણે છે પણ ખરૂં પુછો તો જે અહીં આવ્યો તે નિત્ય થઇ ગયો અને દુન્યાનુ રૂપ અસ્તિત્વ રૂપ છે પણ સત્ય પુછો તો નાસ્તિ રૂપ છે એને નીત્યતા નથી. હે મહેરબાન મા હું તને સમજાવું છું ને માતાપણાના સોગંદ દઉં છું કે તું આમાં આવતી રહે અને ખુદાની કુદરત ને કૃપા જો મને તારી સ્થિતિ ઉપર દયા આવે છે તેથી હું કહું છું કે જલ્દીથી અહી આવ નહી તો હું એવા આનદમાં છું કે મને તારી લગારે પરવા નથી માટે તું પણ આવ અને બીજાને પણ બોલાવ કે સત્ય બાદશાહે આગમાં નેઅમતનું જમણુ તૈયાર કર્યું છે. તે બાળકે કહ્યું કે હે મિત્રો તમે આ આગમાં પતંગીઆઓની પેઠે કુદી પડો જેમાં સેંકડો પ્રકારનો બહાર છે અને જેટલા મુસલમાનો છે તે બધા આ આગમાં પ્રવેશ કરો અને દીનની જે મીઠાશ ચાખી ચુકયાછો તેથી ફીકા ન થઇ જાઓ. આ મીઠાશ વિના બીજી બધી મીઠાશમાં જોખમ ને કષ્ટ જોશો. આ આગમાં પ્રવેશ કરીને જુઓ કે આવો ધગધગતો અગ્નિ કેવો ઠંડો ગાર જેવો છે હે મસ્ત અને ગાંડા લોકો આમાં પ્રવેશ કરો; આથી ડરો

નહિ એમાં પ્રવેશ કરશો તો દરેક પ્રકારના કષ્ટથી મુક્તિ પામશો. આતો ઉંડો દરીઓ છે. અગ્નિ નથી. શો વિચાર કરો છો. એકદમ કુદી પડો જેથી તમારો આત્મા ધોવાઈને નિર્મળ ને પાક થઇ જાય.

આ વાત સાંભળીને તેની મા તેમાં કુદી પડી ને તરત તે બાળકે તેનો હાથ ઝાલી લીધો, તે બંને મળી ગયા. તે આગમાં પડીને દોલત મેળવી ગયા, ને તે બાળકની પેઠે મા પણ કહેવા લાગી. ને ખુદાનાં વખાણ કરવા લાગી, તે આગમાંથી એવી રીતે બોલતી હતી કે, તે ટોળામાં જે માણસો હતા, તેમનો ઉત્સાહ વધતો જતો હતો, તે બુમો પાડી પાડીને કહેતી હતી કે, હે લોકો આમાં આવો જુઓ તો કેવી વાડી ખીલી રહી છે.

## માણસોએ આકર્ષાઇ આગમાં ઝંપલાવ્યું તે વિષે.

(૪૧)

૯૪૬

ખલ્ક ખુદરા બાઅદ અઝાં બે ખીશ્તન
મી ફિગન્દન્દ અંદર આતશ મર્દો ઝન
હો ગયે સબ બેહવ સુનકર યે સખુન,
આગમેં ગિરને લગે સબ મર્દો ઝન
ત્યાં તો સૌ નર નારીઓ વ્યાકુળ થઇ,
આગમાં કુદી પડયા નિજ મન થઇ

૯૪૭

બે મોઅક્કલ બે કશશ અઝ ઇશ્કે દોસ્ત,
ઝાંકે શીરીં કરદને હર તલ્ખ અઝોસ્ત
થી કશિશ ઇશ્કે ખુદાકી બે હિરાસ,
બસ વોહી તલખી કો દેતા હે મિઠાસ
ઇશ્કથી જુઓ તો આકર્ષણ વિના,
કડવાને મીઠું કરે તે તો સદા

૯૪૮

તા ચુનાં શુદ કાં અવાના ખલ્ક રા,
મનઅમી કરદન્દ કાતિશ દરમ્યાં
યે હુવા આખિર—મુલાઝિમ શાહ કે,
મનઆ સબકો આગસે કરને લગે
આવું જોઇ લશકરીઓ તે ઘડી,
બોલ્યા કુદે આગમાં નવ આદમી

૯૪૯

આં યહુદે શુદ સિયા રૂઓ ખિજલ,
શુદ પશેમાં ઝીં સબબ બીમાર દિલ
વો યહુદી હો ગયા બિલકુલ ખિજલ,
હો ગયા આખિર પશેમાં ઉસકા દિલ
તે યહુદી કાળું મોં લઇ ચુપ રહયો,
ને ખરા દિલથી તે ઝંખવાણો પડયો

૯૫૦

કંદર આતિશ ખલ્ક આશિક તર શુદન્દ,
દર ફનાએ જીસ્મ સાદિકતર શુદન્દ
ઓર ભી લોગ આગમેં ગિરને લગે,
જીસ્મકો આઝાદ કરને કે લિયે
આગની સૃષ્ટિતો આશિક થઇ ગઇ,
ખોળીયું તે બાળવા તત્પર થઇ

૯૫૧

મકે શયતાં હમ દરૂ પેચીદ શુદ,
દેવ ખુદરા હમ સિયહરૂ દીદ શુદ
શુદ હે શયતાં હુવા ખુદહી તબાહ,
શુદ હે ખુદ દેવ નિકલા રૂસિયાહ
આ દગો શયતાનનો તેને નડયો,
ને થયું રાક્ષસની પેઠે કાળું મોં

